મદ્રેસા, મોહમદીયા, અરબીયા રાંદેરની શાખા ઈશાઅતુલ ઈસ્લામ.

( સિલસિલએ ઇશાઅતે ઓલુમ નં. ૧૫)

અલ્લાહ પાક ફરમાવે છેઃ—

"અને તે (માણસ)ના કરતાં બીજા કોની વાત સારી હોઇ શકે છે કે જે (માણસ લોકોને) ખોદાના માર્ગ તરફ બોલાવે અને (પોતે પણ) સારાં કામો કરે અને કહે કે હું મુસલમાનોમાંથી છું. (પારો ૨૪ રૂકૂઅ ૧૯).

# ઇસલામ પ્રચારક

Reg No. 334

III 15-9 F.G.20

## ભાગ ૧ લો.

આર્યસમાજ શુદ્ધિ વિભાગ વડોદ્રાના તરફથી ગુજરાતના મુસલમાનોના રદમાં સવાલોથી ભરપૂર પ્રગટ થયલા બુલેટિન નં. ૧લાનો દંતતોડ જવાબ; આર્યસમાજમાંહેની પોળનો જોવા લાયક ચિતાર; શુદ્ધ થનારાઓને શી શી હાનિયો ભવિષ્યમાં થશે તે માટે હિંદુઓના મનુ મહારાજની ચેતવણી.

લખી છપાવી પ્રગટ કરનાર-સૈયદઅલી અકબર કાદેરી

ઠેકાણું પાછલી ઓલી, કુફ્ર તોડ વિભાગ, રાંદેર જીલ્લે-સુરત.

સુરત, બરાનપુરી ભાગોળ, ભાજીવાળી પોળમાં આવેલા શ્રી "અંબીકા વિજય" પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

હિજરી સન ૧૩૪૨ ઇસ્વી સન ૧૯૨૪

બીજી આવૃત્તિ. પ્રત ૧૦૦૦

અનજુમને તબલીગે ઇસ્લામ રાંદેર તરફથી.

# આર્યસમાજ માટે, આર્યસમાજના અને સનાતન ધર્મીઓના, આ ચાલુ જમાનાના સૌથી [illegible] મહાત્માનો છેવટનો અભિપ્રાય

અલહમ્દો લિલ્લાહે અલા મા અનઅમ વસ્સલાતો વસ્સલામો અલા રસુલેહિલ અકરમ એ પછી કમતરીન **અલી અકબર કાદરી** કાનલ્લાહો લહુ વાંચક વર્ગને ખુશ ખબર સંભળાવે છે કે દીને મોહમદીની શરૂઆતથી આજ સુધી જ્યારે પણ આ દીનના દુશ્મનોએ માથું ઉંચક્યું કે તરતજ કુદરતનો નિયમ દરેક જમાનામાં નજરે પડતો આવ્યો છે કે તે દુશ્મનોના મુકાબલામાં તે દુશ્મનોમાંથીજ તેઓનો કોઇ રાજ્ય આગેવાન અથવા ધર્મ આગેવાન એકાદ પુરૂષને ખોદાપાક એવો ઉભો કરી દે છે કે જેને હાથે તે દીનદુશ્મનોની ચળવળનો હંમેશ નાશ અને સંહાર થાય છે. દાખલા તરીકે સૌથી જોરાવર દુશ્મન એક વખતે તાતારિયો હતા જેઓએ બગદાદ શહેર અને અબ્બાસી ખિલાફતનો અંત આણેલો તેઓમાંથીજ કાઝાન અને હલાકુખાન જેવા તેઓનાજ રાજ્ય આગેવાનોને હાથે હંમેશને માટે તે ફિસાદનો અંત ખોદાપાકે આણ્યો. હાલમાં એક નાનકડી કોમ આર્યસમાજીસ્ટો જેઓનું દુન્યામાં કેથે રાજ્ય કે રાજબળ પણ નથી તેણે માથું ઉંચકાવવાથી સનાતન ધર્મીઓના માનીતા કૃષ્ણ અવતાર અને આર્યસમાજીસ્ટોના મહાત્મા **મોહનદાસ કરમચંદ ગાંધીજીને** કે જેઓને આર્યસમાજ ખુદ તેઓ જેલમાંથી છુટયા ત્યાં સુધી મહાત્મા અને કૃષ્ણ અવતારજ માનતી હતી (જુઓ વર્તમાન પત્ર 'ભારત' તા૦ ૨૭ માર્ચ ૧૯૨૨) તેના મુકાબલામાં લાવી ઉભા કરી દીધા અને મુસલમાનો, આર્યસમાજને માટે જે અભિપ્રાયો વારંવાર પબ્લિકને દર્શાવતા હતા તેથી પણ વધારે સખત અભિપ્રાયો તેઓએ દર્શાવ્યા જે નીચે મુજબ છે :—

આર્યસમાજનો ગ્રંથસાહેબ 'સત્યાર્થ પ્રકાશ' મેં બે વાર વાંચ્યો છે. આવા મહાન સુધારકને હાથેથી લખાએલો આટલો નિરાશાદાયક ગ્રંથ મેં બીજો નથી જોયો. એમણે સત્યનીજ હિમાયત કરવાનો દાવો કર્યો છે પણ તેમ કરવા જતાં તેમણે અજાણ્યે જૈનધર્મ, બૌદ્ધધર્મ, ખ્રિસ્તીધર્મ અને ખુદ હિન્દુધર્મના પણ અર્થના અનર્થ કર્યા છે. જેને આ ધર્મોની ઠીક સામાન્ય પણ ઓળખાણ છે તે આ મહાન સુધારક કેવી ભુલોમાં સ્હેજે તણાયા છે એ સ્હેજે જોઈ શકે છે. તેમણે દુનિયા ઉપરના એક સૌથી વધારે સહનશીલ અને ઉદાર ધર્મને સાંકડો કરી મુકવાનો પ્રયત્ન કર્યો છે અને જો કે પોતે મૂર્તિભંજક હતા તોપણ સુક્ષ્મમાં સુક્ષ્મરૂપે મૂર્તિપૂજા સ્થાપવામાં **જ એમનો પ્રયત્ન** પરિણમ્યો છે. કારણ તેમણે વેદોના અક્ષરે અક્ષરને ઇશ્વર સ્વરૂપ બનાવી દીધા અને આજના જમાનામા વિજ્ઞાને કરેલી એકેએક શોધો વેદોમાં મોજૂદ છે એમ સિદ્ધ કરવા મહેનત કરી. જ્યાં જ્યાં તમે આર્યસમાજીને જોશો ત્યાં ત્યાં ચેતન અને પ્રાણ જોવામાં આવશે. આમ છતાં સંકુચિત દૃષ્ટિ અને વિવાદપ્રિય સ્વભાવને લઇને તેઓ અન્ય વર્ગના લોકો જોડે અને કોઇ ન મળે ત્યારે પરસ્પર કજીઆ કરે છે.

(આ લખાણનું સાધન ટાઇટલના ત્રીજા પેજ ઉપર જુઓ).

# બનામે ખોદાએ રહમાનો રહીમ.

## હોવલ્લ હાદી

### શું સૂર્ય કાળો પાષાણ થતો હશે ?

હિંદુસ્તાનમાં કેટલાક એવા ગેરસમજ નવા આર્યો હાલમાં ઉભા થયા છે કે જેઓ એમ માને છે કે સનાતન હિંદુઓ, શીખો, પારસીઓ, જૈનો, ખ્રિસ્તિઓ, ખોજાઓ, અંત્યજો વિગેરે તો પોતપોતાના ધર્મો તજીને આર્ય સમાજમાં દાખેલ થશેજ પણ દુન્યામાં વસ્તી ચાળીસ કરોડની સંખ્યાવાળા, જુદા જુદા દેશોમાં જુદા જુદા સ્વતંત્ર રાજ્યો ધરાવનારા, યુરોપ અને અમેરિકા જેવા શ્રીમંત દેશોના જમીનના, દરિઆના અને હવાના સૈન્ય બળના માલિકોને ધ્રજાવનારી ખિલાફત અને શેહેનશાહત રાખનારા મુસલમાનોના એકત્ર અંગના એક વિભાગ હિંદુસ્તાનના સાત કરોડ મુસલમાનોને પણ અમે આર્ય બનાવી લેશું. જૂના મુનશીરામના, કે જેઓએ સ્વામી શ્રધ્ધાનંદનું નવું રૂપ ધારણ કીધું છે અને પંડિત મદનમોહન માલવિઆના પ્રતાપ હેઠળ હિંદુસ્તાન તો શું પણ મુસલમાનોના પવિત્ર સ્થળો મકકા મદીના પર પણ આર્યસમાજનો વાવટો ફરકાવશું. (જુઓ સેવક સ્ટીમ પ્રેસ લાહોરમાં છપાયલા ઈંદ્રનો નંબર ૨૫ બાબત ડીસેંબર ૧૯૧૨ અને ૫–૬–૨૩ના મદીના પત્રમાં ૨૫–૨–૨૩ નું પ્રોફેસર રામદેવનું ભાષણ). જે દાવા માટે એક નમૂનો, વડોદરા શહેરથી "લક્ષ્મી વિજય પ્રેસ"માં છપાઇ "શુધ્ધિવિભાગ" વડોદરા તરફથી બુલેટીન ન. ૧ ને નામે પ્રગટ થયલો મારા જોવામાં આવ્યો. તેમાં પ્રસિધ્ધ કરનારનું નામ માત્ર "અનુભવી" જાહેર કરવામાં આવ્યું છે. જેમાં પ્રથમ સવાલ "કોઇ કાળે મુસલમાન હિંદુ થઇ શકે કે નહિ ?" લખીને હિંદુસ્તાનના સૌથી વધારે જૂના, પ્રખ્યાત ઋષિ, મુનિ, આચાર્યો, ધર્મગુરૂઓ અને પંડિતો ધરાવનારા, ચાર વેદ, છ સ્મૃતિ અને અઢાર પુરાણને તેઓના ભાષ્યકારોના ભાષ્યો સહિત સંભાળનારા, મજકુર ધર્મ પુસ્તકોને તેઓના ખરા અર્થોમાં પ્રગટ કરનારા સનાતન ધર્મીઓને તે નીચે લખેલા અપશબ્દો વડે વગોવે છેઃ–" ઢંગધડા વગરના, બડબડાટ કરનારા, ગેરસમજુ, ક્રોધની આંખે જોનારા, એવા અંતઃકરણવાળા કે જેના પર જ્ઞાનનો પ્રકાશ બિલકુલ પડયો નથી, બે પાયા વાત ઉપર વિશ્વાસ માત્રથી મોક્ષ માનનારા, પોતાના બાપદાદાના મત પંથને પોતાનો શુધ્ધ સનાતન અનાદિ ધર્મ સમજનારા, જેઓમાં આટલું બધું અંધેર છે, જેઓમાં સત્ય ગ્રહણ કરવાની ઘણા થોડામાંજ હિંમત છે, જેઓ ભયથી, મોહથી અને લોભથી પરધર્મ સ્વીકાર કરતા ચાલ્યા આવ્યા છે. તેઓના બાપ દાદાએ મદોન્મત્ત બની ખરાખોટાનું ભાન ભૂલી ગયા હતા, ધર્મ ઘેલછામાં એક બીજાને ઘણાની નજરે જોનારા હતા, પોતાના ધર્મથી ભૂલા પડી જનારા હતા. હિંદુ ધર્મ છોડી બીજા ધર્મ સ્વીકારનારાઓ તરફ બેદરકારી વાપરનારા હતા, જેઓએ હિંદુ સમાજને કમજોર અને શક્તિહીન કરી નાખી, જેઓની પડતીનું ચક્ર ચાલ્યા કરે છે, જેઓનો સુર્ય વાંદળાંથી ઢંકાઇ ગયો છે, હિંદુ સમાજનું જ્ઞાનચક્ષુ આર્યાઓએજ ઉઘાડયું અને હિંદુ સમાજને

આર્યાઓએજ તેની પડતી સ્થિતિનું ભાન કરાવ્યુ છે. સનાતન ધર્મ એવો કમજોર છે કે પરધર્મીના પાણીના માત્ર છાંટા ઉડવાથી તેનો નાશ થાય છે. સનાતન ધર્મ એવો નાજુક છે કે જો હિંદુઓ તેને વળગી રેહશે તો તે જલદીજ ઓળાઇ જવાનો. આજ સુધી સનાતન હિંદુઓ કુંભકર્ણની નિંદ્રામાં સુતેલા હતા. તેઓ ધાર્મિક સ્વતત્રતાને સમજતા નથી તેથીજ અદૂરદર્શી સ્વરાજ્ય વાદીઓ બની હિંદુ મુસલમાન એકતા તૂટી જવાના તાલ સુરમાં તેઓએ પોતાનો રાગડો તાણ્યો છે. તેઓ આજ સુધી નામર્દ, નરમાલા, હીજડા, સાંકડા મનના, કમનશીબ હતા. જેનો જવાબ અને એવી ખોટી તોહમતોનું ખંડન અને હિંદુઓના કિર્તીવાન બાપદાદાઓ અને ધર્મ આગેવાનો ઉપર જે કલંક તેણે લગાડ્યાં છે તેનો જવાબ કોઇ ધર્મ અભિમાની સનાતન ધર્મી પોતાના પૂર્વજોની કિર્તી અને માન જાળવવાને જરૂર આપશે.

પણ હું તો તેજ વાતોનો ઉત્તર વાળીશ કે જેઓનો સંબંધ ઇસલામ સાથે છે. અનુભવી લખે છે કે ઇસલામી ધર્મ સ્થપાયાને માત્ર તેરસો વર્ષ થયાં. જે ઉપરથી જણાય છે કે પોતે લખનારને ખબર નથી કે મુસલમાનો ઇસલામી ધર્મ કોને કહે છે. અથવા તો તે જાણીજોઇને ખોટા અર્થ કરી પબ્લિકને ધોકો દે છે, જે કે ખોટા માર્ગ તરફ દોરવનારાઓનો હંમેશનો હથીઆર છે. મુસલમાનો, યાહુદીઓ અને ખ્રિસ્તિઓ એકમતે માને છે કે દુન્યામાં ખોદાપાકે મનુષ્ય જાતિમાં સૌથી પેહલાં હઝરત આદમ (અલ)ને અને તેઓની સ્ત્રી હવ્વા (રદી)ને પેદા કીધાં અને તે ખોદાપાકના સાચા રસુલ, નબી અને ખલીફા હતા. તેઓની ઓલાદમાં હઝરત મોહમદ (સલ) સુધી ઘણા પેગમ્બરો થઇ ગયા કે જેઓ ખોદાપાકના હુકમોની પ્રેરણાઓ (વહીઓ) ફરિશ્તાઓ મારફતે મેળવીને તે હુકમો કે આજ્ઞાઓનો સંદેશો માણસોના જે જે ટોળાઓને પોંહચાડવાનો ખોદાઇ ફરમાન તેઓને મળતો તે તે ટોળાને પોંહચાડતા. તે દરેકે દરેક પેગબરને માનવું અને દરેક જમાના વાળાઓને પોત પોતાના પેગંબરની તાબેદારી કરવી એનુંજ નામ ઇસલામી ધર્મ અને એવી રીતે માનનારા અને તાબેદારી કરનારાઓનુંજ નામ મુસલમાન છે જેને માટે દલીલ કુર્આને શરીફની ખુલ્લી આયત રજુ કરૂં છું:—"લોકો! અમે તમને (સઘળાને) એકજ પુરૂષ (આદમ) અને એકજ સ્ત્રી (હવ્વા)થી પેદા કીધાં છે." (સૂરએ હોજોરાત રૂકુઅ ૨), અને એ પેગંબર! તમે ત વખતને યાદ કરો કે) જ્યારે તમારા માલિકે ફરિસ્તાઓને કહ્યું કે જમીન પર બેશક હું (મારો) એક ખલીફો (નાએબ, પ્રતિનિધિ બનાવનાર છું. (સૂરએ બકર રૂકુઅ ૪). "બેશક અમે તમારા તરફ (એ મોહમદ (સલ)! તેવીજ રીતે વહી મોકલી કે જેવી રીતે અમે નુહ (અલ.) પર અને તેઓની પછી બીજા નબીયોપર વહી મોકલી (એટલે) ઇબ્રાહીમ, ઇસમાઇલ અને ઇસહાક અને યાકુબ (અલ) અને તેઓની ઓલાદ (માં થયલા નબીયો) અને ઇસા, દાઉદ અને યુનુસ અને હારૂન અને સુલેમાન (અલ) પર વહી મોકલી. અને વળી દાઉદને (તો એવીજ લખાયલી વહીયોનો એક સંગ્રહ) ઝબુર અમે દીધો. અને એવીજ વહીયોવાળા બીજા કેટલાક પેગબરો એવા છે કે જેઓનું વર્ણન અમે તમારી આગળ કીધું. અને એવીજ વહીયોવાળા બીજા કેટલાક પેગંબર એવા અમે મોકલ્યા છે કે જેઓનું વર્ણન અમે તમારી આગળ કીધું નથી. અને મૂસા (અલ. તો એવા પેગંબર હતા કે જેઓ)ની સાથે ખોદાપાકે વાણી સાથે

* મનુસ્મૃતિ અધ્યાય ૧ લાના ૩૨ મા શ્લોકમાં પણ એકજ મરદ અને એકજ ઓરત થી મનુષ્યોની પેદાશ થયલી લખેલું છે.

વાતો કીધી. (અમે સઘળા) પેગંબરોને કે જેઓ (ખોદાની વહીયોના તાબેદારોને સ્વર્ગ કે જંનતની) ખુશી સંભળાવનારા અને (વહીયોને નહીં માનનારાઓને નર્ક કે જહંનમથી) બીવડાવનારા હતા, એટલાજ માટે (મોકલ્યા) કે તે પેગંબરો (ના આવ્યા) પછી કોઇ પણ તરેહનું બહાનું ખોદાપાકની રૂબરૂ લોકોને બાકી રહી નહીં જાય અને ખોદાપાક સર્વોપરી અને હિકમત વાળો છે (સુરએ નિસા રુકૂઅ ૨૩).

“(મુસલમાનો !) તમે બોલો કે અમે તો ખોદાપાક પર અને (વહીયોમાંથી) જે કંઇ અમારા (રસુલ) પર ઉતારવામાં આવ્યું (એટલે કુર્આન) અને જે કંઇ ઇબ્રાહીમ અને ઇસમાઇલ અને ઇસહાક અને યાકૂબ (અલ) અને (તેઓની) ઓલાદ (માંના પેગંબરો) પર ઉતારવામાં આવ્યું તે ઉપર અને મૂસા અને ઇસા અને (બીજા સઘળા) નબીયોને જે કંઇ (ફરમાનો) તેઓના માલિક તરફથી અર્પણ કરવામાં આવ્યા તે સઘળાપર ઇમાન લાવ્યા. (ઇસલામી ધર્મના પેગંબરો તરીકે ગણવામાં) અમે એમાંથી એક પણ પેગંબરને જુદો પાડતા નથી. અને (તેનું કારણ એ કે) અમે તો તે (ખુદા)ના મુસલમાન (તાબેદાર બંદા) છીએ.” (સુરએ બકર રુકૂઅ ૪૦).

મજકુર આયતો પરથી સાબેત થઇ ગયું કે હઝરત આદમ (અલ)ના વખતથી એટલે દુન્યામાં મનુષ્ય જાતિ પેદા થઇ ત્યારથી આજ સુધી જેટલા પેગંબરો થયા તેઓનો એજ ધર્મ હતો. અને તેઓ સઘળાઓના માનનારાઓનેજ મુસલમાન કહેવું અને કહેવડાવવું જોઇએ. અને ઇસલામ એટલે ખોદાપાકની તાબેદારી કરવી અને પેગંબરો મારફતે ખોદાપાક, જે ધર્મ પોતાના બંદાઓ માટે મોકરર કરે તેજ ઇસલામી ધર્મ છે. અલબત હરેક જમાનામાં પોતપોતાના પેગંબરના નામપર તેનું નામ લોકોએ જુદું રાખ્યું હતું. હઝરત ઇબ્રાહીમ (અલ)ના જમાનામાં તે ઇબ્રાહીમી, હઝરત મુસા (અલ)ના સમયમાં તે મુસ્વી કે યાહુદી હઝરત ઇસા (અલ)ના વખતમાં તે ઇસ્વી; ખ્રિસ્તિ કે નસરાની અને હઝરત મોહંમદ (સલ)ના યુગથી તે કેયામત (પ્રલય) સુધી તે મોહંમદી કે ઇસલામી ધર્મ કહેવાયો, કહેવાય છે અને કહેવાશે.

બીજી વાત એ સાબેત થઇ કે મોહંમદી ધર્મ કે ઇસલામ પહેલાં ઇસલામ સિવાય બીજો કોઇ પણ જુદો ખોદાઇ ધર્મ દુન્યાપર નહી હતો. અને તેથી અનુભવીએ ઇતિહાસની જે સાક્ષી રજુ કીધી હતી તે તદન રદ બાતલ થઇ ગઇ. વળી એ પણ સાબેત થઇ ગયું કે જે ધર્મ આખી દુન્યામાં એવો હોય કે તે ધર્મમાં કોઇ પણ સાચા આકાશી ધર્મના આગેવાનને ખોદાપાકના પેગંબર માનવાનું હોય તો તે માત્ર ઇસલામજ છે. કોઇપણ ધર્મ પોતાના ધર્મ ગ્રંથથી બીજા સઘળા આકાશી ધર્મના આગેવાનોપર, પોતાના ધર્મના આગેવાન જેવું ઇમાન લાવવાનું એથી ખુલ્લી રીતે સાબેત કરી શકતો નથી કે જેવી રીતે કુર્આને શરીફથી હું ઉપર સાબેત કરી ચુકયો છું.

તે પછી અનુભવી લખે છે કે અરબસ્થાનમાં ઇસલામી ધર્મની સ્થાપના ત્યાંના જંગલી લોકોમાં કરવામાં આવી. અહીં અરબ લોકોને જંગલી લોકો લખવાથી અનુભવીની મતલબ મૂર્તિ પૂજકો હોય તો તેનું લખવું યોગ્ય છે. બેશક સર્વ શકિતમાન, પૂજ્ય, સર્વજ્ઞ, સર્વ વસ્તુઓને પેદા કરનાર, એકજ ખોદાને છોડી, કાષ્ટપાષાણની, પોતાના હાથે બનાવેલી નિર્જીવ આકૃતિઓને, ખોદા સમાન પૂજવું, જંગલીપણુંજ છે. પણ એ શબ્દના બીજા અર્થ અભણ અને દુન્યામાં પ્રસરેલી જુદી જુદી વિદ્યાઓથી અજાણના પણ થાય છે. જો

એ અર્થ અનૂભવી લેતો હોય તો તે પોતે ઇતિહાસથી કેટલે દરજ્જે અજાણ છે તે સાફ જણાઇ આવશે બધા જાણે છે કે પદ્ય (શાએરી) એને માટે કેટલી ઉંચ પ્રકારની કેળવણીની દરેક ભાષામાં જરૂર છે. બધા ઇતિહાસ લખનારા, અરબોને માટે લખે છે કે ઇસલામ જે વખતે તેઓમાં ચાલુ કરવામાં આવ્યો તે વખતે અરબી કાવ્ય રચનામાં તેઓ એવા તો પ્રવીણ હતા કે પોતાના મુકાબલામાં તેઓ બીજા કોઇની કંઇ વિસાત ગણતા નહિં, જેનો નમૂનો હાલમાં પણ તેઓના લખેલા સબઅ મોઅલ્લિકાત નામના કાવ્યો મોજુદ છે અને ઉર્દુ અંગ્રેજી અને જર્મન ભાષામાં તેઓનું ભાષાંતર પણ થઇ ગયું છે અને યુનિવર્સિટીઓના અરબી કોર્સમાં તે દાખેલ પણ છે. રહી ગઇ બીજી વિદ્યાઓ તેને માટે ઇસલામી વિદ્વાનોના લખાણ કરતાં હું પરધર્મીઓનાં લખાણો રજુ કરૂં છું. તે એવા પરધર્મીઓ કે જેઓને બધી વિદ્યાઓના માલેક હોઇ આખા જગતમાં તે વિદ્યાઓને ફેલાવવાનો અને આખા જગતના શિક્ષક હોવાનો દાવે છે.

મિસ એની બિસેંટ જે હિંદુસ્તાનની થિયોસૉફિકલ સોસાયટીની આગેવાન છે અને આખો હિંદ તેણીને ઓળખે છે તેણીએ યૂરોપના કેટલાક "જંગલીઓના" જવાબમાં કે જેઓએ અનૂભવી જેવોજ ખોટો વાંધો ઇસલામને માટે ઉઠાવ્યો હતો એક લખાણ પ્રગટ કીધું છે તેમાંના કેટલાક ફકરા અહીં ટાંકું છુ:—"હઝરત અલી (કર) જેઓ પેગંબર સાહેબ (સલ)ના જમાઇ છે તેઓ જ્ઞાન (ઇલ્મ)-ની પ્રશંસા એવી રીતે કરે છે કે જ્ઞાનથકી મન પ્રકાશિત બને છે અને તેનો મુખ્ય હેતુ સત્યતા છે, પ્રેરણા (ઇલ્હામ) તેનો માર્ગ દેખાડનાર છે અને અકકલ તેને કબુલ રાખનારી છે, ખોદા-પાક તેનો પ્રેરણા કરનાર છે અને માણસના શબ્દો તેને જાહેર કરનારા છે." "હઝરત અલી (કર) એ, ઇલ્મની જે બુન્યાદ પોતે મોહંમદ સાહેબે (સલ) નાંખી હતી તેનાપર (ઇલ્મની) એક ભવ્ય ઇમારત ચણી તૈયાર કરી દીધી અને તે શિક્ષણનો પ્રસાર શરૂ કીધો જેણે સો વર્ષ સુધી અરબ દેશમાં વધીને) પોતાના ભારે અજવાળાથી આખા યુરોપને ચકચકીત કરી દીધો. તેજ પ્રકાશને મૂર્સ (મુસલમાન અરબ) લોકોએ સ્પેન સુધી પોંહચાડયો અને (આખી) ખ્રિસ્તિ દુનીઆમાં ઇલ્મને બીજીવાર સજીવન કર્યો. માત્ર અરબ ઇસલામીઓએજ અરબ અને બગદાદમાં, ઇજિપ્ટ અને કેરોની કૉલેજોમાં ન્યુપ્લાટોનિક સાયન્સની અમૂલ્ય દોલતને સાચવીને યુરોપવાળાઓને તેઓના વપરાશ માટે સોંપી. કારણ કે તે વખતના પાદરીઓ તેને નાસ્તિકતા (ઇલહાદ, દેહરીયત) ગણીને તે તરફ (ભારે) અણગમો દેખાડતા હતા."

'એક ટોળું તો અરબસ્તાનમાં વિદ્યા મેળવવામાં મચ્યું રેહતું અને બીજું ટોળું પૂર્વ અને પશ્ચિમમાં જયની શમશેર હાથમાં ધરી ઇસ્લામી મહાન શહેનશાહત કાયમ કરતું હતું. વિદ્યાર્થીઓ તો સાએન્સ અને ફલસફાનું જ્ઞાન સંપાદન કરવામાં લાગ્યા અને (બહાદુર) લડવૈયાઓએ સલતનત મેળવી. કારણ કે હંમેશ વિજયની શમશેર હેઠળજ જ્ઞાનનો દીવો બળતો રહે છે. તે ફતેહ કરનારાઓની પાછળ પાછળ સાએન્સ અને ફલસફો ચાલતા હતા. સૌથી પહેલાં આફ્રિકાના ઉત્તર વિભાગોમાં ઇસલામના તાબેદારો (અરબ) પોંહચ્યા, અને પોતાનો વાવટો ફરકાવ્યો. ત્યાર પછી આફ્રીકાથી સ્પેન (ઉંદલુસ)માં આવ્યા અને ત્યાં મૂર્સ બાદશાહતનો પાયો નાંખ્યો, વિશ્વવિદ્યાલયો (યુનિવર્સીટીઓ)નો પાયો નાંખ્યો અને યુરોપના દરેક ખુણાથી વિદ્યાર્થીઓ ત્યાં એકઠા થવા લાગ્યા. તે વખત સુધી ખ્રિસ્તિ

દેશોમાં સાયન્સનું પગલુંએ પોહોંચ્યું ન હતું. કેમિસ્ટ્રી (ઇલ્મે કીમિયા)નો લગારે પત્તો ન હતો, જ્યોતિષ (ઇલ્મે નુજૂમ કે સ્ટ્રૉનૉમી) અને ગણિત શાસ્ત્ર (ઇલ્મે હંદસા, મૅથેમેટિક્સ) મટી ચૂકયા હતા. નામાંકિત દિગવિજયી (ફાતેહ) મૂર લોકોએ ઇલ્મનો દીવો એવો તો સળગાવ્યો કે (આખા યૂરોપનો તે વખતનો ખ્રિસ્તિ આગેવાન ઈટાલીનો) પોપ સિલવીસ્ટર બીજો, પોતાની ભરજુવાનીમાં કાર્ડુઆની યુનિવર્સીટીમાં (અરબો પાસે) જ્યૉમેટ્રી (ઉકલીદસ કે ભૂમિતિ) અને મેથેમેટિક્સ (હંદસા)નું શિક્ષણ લઇ રહ્યો હતો જે જોઇને અભણ પાદરીઓના માનમાં બીક પેદા થઇ રહી હતી."

"બીજી ડિગ્રીનો ચેક્વેશન, ક્યુબીક ચેક્વેશન, નૉમિયલ થિઓરેમ પ્રથમ શોધી કાઢયા. દુર્બીન સૌથી પેહલાં એજ લોકોએ બનાવી, ગ્રહો (સિતારાઓ)ની ચલપર વિચાર કીધો અને તેઓનો વિસ્તાર માપ્યો, નવી તરેહની મકાનો બાંધવાની રૂઢી અને ગાયન શાસ્ત્રનો પાયો નાંખ્યો, જુદી જુદી કળાઓથી ખેતી કરવી શીખાડી અને હુન્નર ઉદ્યોગને ઉંચા દરજ્જાની ઉન્નતિએ પોંહચાડયા." (હિલાલી પ્રેસ દિલ્હીમાં છપાયલી ઉસવતુન્નબી પા. ૨૦). એનાથી વધારે વખાણ અરબોના ઇલ્મ માટે આ વીસમી સદીના પ્રખ્યાત ઇતિહાસ લખનાર અને ફિલૉસફર સર ઝૉન ડ્રેપરે પોતાની "ધી કૉન્ફલિકટ બિટવીન સાયન્સ ઍન્ડ રિલિજીયન'માં વિસ્તાર સાથે લખ્યાં છે. જરૂર પડતાં અનુભવીઓના અનુભવ માટે તેપણ કોઇ વખતે ઇ. અ. તઆલા પ્રગટ કરીશ. તેમજ મુંબઇના મહાન જડજ મી૦ રાનાડેના ભાષણમાંથી, જે લખનૌ શેહેરમાં ૧૭ મી હિંદુ સોસ્યલ કોનફરન્સમાં તેઓએ આપ્યું હતું, તે ફકરાઓને નકલ કરીશ કે જેમાં હિંદુસ્તાનના ભારતવાસિઓને અરબોએ શું શું શીખાડયું તે બધું તેઓએ વર્ણવ્યું છે; અને અરબો અહીં આવે તે પેહેલાં અહીં ઇલ્મની કેવી પડતી દશા હતી તે તેઓએ સાબેત કરી દેખાડી છે. કેમ અનુભવીજી ! જોયું કે ઇસલામની સ્થાપના કેવા ફિલૉસફરોમાં કરવામાં આવી હતી કે જેઓ આખી દુનીઆના શિક્ષકોના પણ ઉસ્તાદ હતા.

ત્યારે હવે જે વખતે આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા તે વખતે ભીલ, કોળી, નાયકા, સંથાલ વિગેરે જે અનાર્ય જાતો અહીં વસ્તી હતી અને જેઓમાં તે લોકોએ વેદ ધર્મની સ્થાપના કીધી હતી એ બંને કોમો કેટલે દરજ્જે જ્ઞાનની ભંડાર હતી તેની સાબેતી એવાજ કોઇ પ્રખ્યાત પરધર્મીના લખાણથી સાબેત કરવું અનુભવીને માટે ફરજ છે; જેનો ઇન્તેજાર રેહશે. તેમજ તેઓમાં ભય, મોહ અને લોભ સિવાય બીજી કઇ રીતે તેઓએ પોતાનો ધર્મ ફેલાવ્યો તેની પણ તફસીલ લખવી તેનાપર જરૂરી છે.

હિંદુસ્તાનમાં મુસલમાનોએ ભય, મોહ અને લોભ વડે હિંદુઓમાં ઇસલામ ફેલાવ્યો એના દાખલા પણ રજુ કરવા અને તે પણ હિંદુસ્તાનના બંને પક્ષના માનિતા ઇતિહાસકારોના પ્રખ્યાત ઇતિહાસથી અનુભવીપર જરૂરી હતા. કેમકે ખાલી મ્હોં કે કલમથી દાવો કરવો ફોકટ છે. હાલની સ્થિતિમાં તો આપણે જોઇએ છીએ કે હિંદુઓમાંના વીર પુરૂષોને તો જવાદો એક બીકણ વાણિઆ પણ અનુભવીએ જણાવેલી ત્રણ ચીજોમાંથી કોઇ પણ ચીજથી અથવા ત્રણે ચીજોથી, પોતાનો ધર્મ, મરી જાય તોપણ તજતો નથી ત્યારે તે વખતના બ્રાહ્મણો, ક્ષત્રીઓ કે રજપૂતોએ કેમ કરતાં તજ્યો હશે ?

ખરી વાત તો એજ છે કે મરવા પછીની જિંદગી તરફ ધ્યાન આપતાં તેઓને જણાઇ આવ્યું કે બેશક હિંદુ ધર્મ પ્રમાણે માણસને કોઇ પણ દહાડે મોક્ષ કે મુકિત (નજાત) મળી

શકતીજ નથી. માણસ જાતિ કે જનાવર બન્નેથી પાપ તો થયા કરવાનાજ અને હિંદુ ધર્મમાં દરેક પાપ માટે પુનર્જન્મ લીધા વગર છુટકોજ નથી, ત્યારે પરિણામ એજ આવ્યો કે નહીં પાપ કરવાનો બંધ થશે નહીં પૂનર્જન્મથી ઓદ્ધાર (નજાત) થશે, એના કરતાં ઇસલામી ધર્મજ સ્વીકાર કરવો બેહતર છે કે જેમાં પાપની માફી પણ છે અને પુનર્જન્મનું તો નામે નથી. જેનો એક તરતનો દાખલો અહીં રજુ કરૂં છું.

સ્વામી આનંદ પ્રકાશ સાહેબ પરમહંસ જેઓ દયાનંદ કૉલેજ લાહોરના બી. એ. અને મેડિકલ કૉલેજ લાહોરના એલ. એમ. એસ. છે; જેઓ કાશ્મીરના સારસ્વત જાતના બ્રાહ્મણ કુટુંબના છે, આર્યસમાજના આગેવાન પંડિત હંસરાજજીના શિષ્ય છે અને રામતીર્થજી એમ. ઓની આજ્ઞાથી આજથી વરસો પેહલાંથી જગતની મોહ માયા તજી જેઓ સાધુ બની ગયા છે, પંડિત હંસરાજે જેઓને બેહરાયચના જિલ્લામાં શુદ્ધિવિભાગના એટલે મુસલમાનોને હિંદુ બનાવવાના કામમાં કામ કરનારાઓના આગેવાન બનાવીને મોકલ્યા હતા, જેઓ મૌલાના અબદુલબારી સાહેબના હાથપર કુફરથી તૌબા કરી એજ વર્ષના જુલાઇ માસમાં મુસલમાન થયા છે, અને જેઓનું નામ ગુલામ અહમદ રાખવામાં આવ્યું છે, તેઓએ પત્રદ્વારા ઇસ્લામી ધર્મ સ્વીકારવાના જે કારણો લખી પ્રગટ કીધાં છે તેમાં એક કારણ એ લખ્યું છે કે "જ્યારે હું ભવિષ્યનો વિચાર કરતો હતો ત્યારે પુનર્જન્મનો વિચાર આવતાંજ બીજા ભવમાં જવાની વાતથી આભો બની જતો. માત્ર આ એકજ વાતે મને ઇસ્લામ તરફ ખેંચ્યો કેમકે માણસાઇ અવતારમાં આવ્યા પછી મરણ પામતાં કીડા, મંકોડા કે બિલાડી, કૂતરા બનવાનુ મને મન્જુર ન હતું."

"અત્યારે મને એક પંડિત સાહેબની વાત યાદ આવે છે તે એવી રીતે છે કે એક પંડિતજી પોતાના શિષ્યોને વેદાંત અને ઉપનિષદનું શીક્ષણ આપતા હતા તેમના શિષ્યોમાંથી એક જણ શિક્ષણ સમાપ્ત કર્યા પછી સાધુ થઇ ગયો. એક વખતે તે પોતાના ગુરૂને મળવા આવ્યો ત્યારે પંડિતજીએ સવાલ કર્યો કે મારી મુક્તિ કેવી રીતે થશે? તેણે જવાબ આપ્યો કે મુક્ત તો થશે પણ ઘણા જન્મો પછી. હવે વિચાર કરવાની વાત છે કે જ્યારે આવા જ્ઞાની પંડિત અને તેના ગુરૂને ઘણા જન્મો લીધા પછી મુક્તિ મળે ના પછી એક સાધારણ માણસ તો શા હિસાબમાં! જો મનુષ્ય અવતાર પછી હાથી ઘોડાજ બનવું પડે તો તે પહેલાં એવો સીધો માર્ગ શા માટે શોધવામાં ન આવે કે જેપર ચાલવાથી માલિકની સેવામાં સહેલાઇથી પહોંચાય અને પોતાના પાછલા પાપોની માફી માંગી ખુદા અને તેના રસૂલ (સલ.)ના ફરમાનો પર અમલ કરતાં આખેરતના દિવસે ખુદાની હજુરી મળે. મેં માત્ર થોડાજ દિવસમાં જે પ્રાપ્ત કર્યું છે તે એટલુંજ છે કે **સત્યતાનું શીક્ષણ આપનાર અને કહેવા ઉપર અમલ કરનાર આ સમયે કોઇ ધર્મ હોય તો તે માત્ર ઇસલામ છે. ઇસ્લામમાં જે ખુબીઓ જોવામાં આવે છે તે ખ્રિસ્તિ અને હિંદુ ધર્મમાં નથી** એમ તો હું ઘણાં વરસોથી ઇસલામી ધર્મનું શિક્ષણ જોઇ તે ઉપર મોહિત હતો. પાછળથી મારી મર્જીથી નહીં પણ બીજાઓની ભલામણથી હું શુદ્ધિનુ કામ કરવા આવ્યો પણ હિંદુ ધર્મના સિદ્ધાંતો ઉપર જે થોડો ઘણો વિશ્વાસ હતો તે પણ આ કામમાં હાથ નાંખ્યા પછી ઉડી ગયો કહેવા માટે તો હિંદુ ધર્મમાં બધું એ છે પણ કરવાને માટે નથી, આ મુખ્ય એટલે અસલ કારણ મુસલમાન થવાનું છે. સત્યતા, સ્વતંત્રતા અને ખરા આત્મિક શિક્ષણની હું શોધમાં હતો. લાંબા સમયની શોધખોળ પછી આ વાતો ઇસલામ-

માંજ મળી આવી એટલે હું તે તરફ વળી ગયો. (ખિલાફત પત્ર શુક્રવાર તા૦ ૨૦-૭-૨૩ પા. ૮ કાલમ ૨, ૩, ૪).

એ પછી અનુભવી લખે છે કે "કળજુગની પેહેલાં પણ ધર્મથી પતિત થયલા લોકો પાવન થઈ શકતા હતા" એમાં પતિત અને પાવન એ શબ્દોના અર્થ વિચારવા લાયક છે. પતિતના અર્થ અપવિત્ર કે ઉતરેલાના છે, અને પાવનના અર્થ પવિત્રના છે. (જુઓ દલાલ કૃત શબ્દાર્થ સિંધુ પાનું ૨૧૭ અને ૨૫૩) પરધર્મીને પોતાના ધર્મમા લેવાના નથી. જો તેણે લીધેલાજ અર્થો લેવાય તો સાબિત થશે કે આગલા ત્રણે યુગોવાળા યાતો આ ધર્મ ફરમાન તરફ બેદરકાર હતા, અથવા તેથી અજાણ હતા. અથવા જાણીજોઈને તેઓએ તે ફરમાન તોડયો કે જેને અનુભવીએ વેદથી નકલ કીધો છે. કારણ કે જો એવોજ હુકમ હોત તો તેઓ દેશપરદેશ જઈ પોતાની શારીરિક અને આત્મિક બળવડે જેમાં તેઓ તમારા અને સનાતન ધર્મવાળાઓને એકે મતે અનુપમ હતા, જરૂર અદા કરતે; પણ તેઓએ તેમ કીધેલું નહીં કોઇ માતબર ઇતિહાસથી સાબેત થાય છે અને નહીં કોઈ માનીતા ધર્મ ગ્રંથથી. મજકુર ત્રણે વાતો ત્રણે યુગોના સનાતન ધર્મના માનીતા આગેવાનો માટે બોલવું માત્ર આર્યસમાજીઓને માટે દયાનંદી ફરજ છે જે હમેશ તેઓ બજાવી લાવી સનાતન ધર્મીઓના હૃદય ભેદે છે; અમે તેમ કરી શકતા નથી. અને તેથી સાફ જણાય છે કે દયાનંદી રૂઢી મૂજબ તમે યાતો મંત્રના શબ્દો બદલી કાઢયા છે અથવા તો અર્થજ ખોટા કીધા છે. જે એટલાજ ઉપરથી સિદ્ધ થાય છે કે તમે આખો મંત્ર લખ્યો નથી તેમજ ઋગવેદના કયા અધ્યાયમાં તે મંત્ર છે, સાયણાચાર્ય, ઉવેટ, ગિર્ધર કે મહિધર જેઓ વેદોના ભાષ્યકારો (તફસીર લખનારાઓ) છે તેઓએ મજકુર મંત્રના શા શા ભાષ્ય કીધા છે તે કંઇ લખ્યું નથી. તેમજ પોતે તેના પંથ આગેવાન દયાનંદ સરસ્વતીજીએ તેના શા અર્થ કીધા છે તે પણ લખ્યું નથી ત્યારે એવી બે પાયા વાત મનાય કેમ?

રહી ગઇ ભવિષ્ય પુરાણની લખેલી દલીલ જેને માટે દયાનંદજીનો હુકમ છે કે "અન્ય **સર્વ પુરાણ, સર્વ ઉપપુરાણ** ........એ સર્વ કપોલ કલ્પિત મિથ્યા ગ્રન્થ છે." જુઓ મુંબઇમાં જગદીશ્વર છાપખાનામાં ૧૯૬૨ માં છપાયલું ગુજરાતી સત્યાર્થ પ્રકાશ પાનું ૬૪) જેનો ઉર્દુ તર્જુમો પણ લખું છું "સબ કુતુબ તત્ર પુરાન સબ ઉપ પુરાન........યેહ સબ ફર્જી ઔર જૂઠી હંય" (લાહોરમાં કિશનચંદ છાપખાનામાં ૧૯૫૪માં છપાયલા ઉર્દુ સત્યાર્થ પ્રકાશનું પાનું ૯૦ સમુલ્લાસ ૩). ત્યારે આર્યસમાજીઓ તો આ દલીલ પ્રમાણે ચાલી શકતા નથી કેમકે મિથ્યા ગ્રંથની દલીલ પણ નકામી હોય છે. રહ્યા સનાતનીયો તો તે લોક કહેશે કે જો મજકુર પુરાણમાં મજકુર લખાણુ હોય તો પેહલાં એ વાત જાણવાની જરૂર છે કે એ **મિશ્ર** દેશ કયાં હતો અને ત્યાંના લોકો કયા ધર્મને માનનારા હતા. કેમકે ફકત "મ્લેચ્છ" શબ્દથી હિંદુ ધર્મ નહિં પણ બીજા ધર્મના લોકો એવો અર્થ અનુભવી સાબેત કરી શકતો નથી. કારણ કે દયાનંદ સરસ્વતીજી તો ૧૮૭૫ માં છપાયલા સત્યાર્થ પ્રકાશમાં લખે છે કે "મ્લેચ્છ" એ કોઈ ભુંડા અર્થવાળો શબ્દ નથી પણ જે લોકોથી સંસ્કૃત શબ્દાનો ઉચ્ચાર સારી પેઠે થઇ શકતો નથી તેઓનું નામ "મ્લેચ્છ" પાડવામાં આવ્યું છે. ત્યારે અનુભવીના લખાણુથીજ તેની દલીલના અર્થ સાફ જણાઇ આવ્યા કે કાસ્યપ ઋષિએ મિશ્ર દેશમાં એવા લોકો કે જેઓ સંસ્કૃત શબ્દોનો ખરો ઉચ્ચાર કરી શકતા ન હતા તેઓના ઉચ્ચારોને સુધારી બ્રાહ્મણોની પેઠે શુધ્ધ ઉચ્ચાર કરનારા બનાવ્યા. "હાથ લા

ઉસ્તાદ કયું કયસી કહી" ! એવી ખોટી બેપાયા હલીલો સનાતન ધર્મીઓ અને મુસલમાનો આગળ આયંદા રજુ નહીં કરવાની અનુભવીને મારી ભલામણ છે.

(કવિતા)

જાુનુંમેં દેખિએ મયદાન કિસ્કે હાથ રેહતા હય
પડી હય આખલોંમેં ફૂટ ઔર એકા હય ખારોમેં

અનુભવી લખે છે કે "શુધ્ધ સનાતન હિંદુ ધર્મના કિલ્લાની અભેદ દિવાલો ઢોંગ ધતુરા પાખંડ અને જૂઠાણાનાં કટાયલાં હથિયારોથી કોઇ કાળે તુટી શકશે નહીં." શુધ્ધ સનાતન હિંદુ ધર્મ" દુનીઆમાં કયા ધર્મને અનુભવી કહે છે તે કંઇ સમજાયું નહીં, કારણ કે હિંદુસ્તાનમાં વામમાર્ગ, નવીન વેદાંત, ભસ્મ, રૂદ્રાક્ષ તિલક, વૈષ્ણવમત, મૂર્તિપૂજા, પંચાયતન, પૂજા, ગયાશ્રાધ્ધ, જગન્નાથતિર્થ, કાલિયાકન્થ, સોમનાથ, રામેશ્વર, દ્વારિકા, જવાલામુખી, હરદ્વાર, બદરી નારાયણ, ગંગાસ્નાન, નામસ્મરણ, ગુરૂમહાત્મ્ય. અષ્ટાદશાપુરાણ, શિવપુરાણ, ભાગવત, સૂર્યાદિગ્રહપૂજા, મરણ પછીના દાન, એકાદશ્યાદિ વ્રતદાન, મારન મોહન ઉચાટન વામ માર્ગ, શૈવમત, શાક્ત વૈષ્ણવમત, કબીર પંથ, નાનકપંથ, દાદૂપંથ, રામસ્નેહપંથ, ગોસ્વામી મત, સ્વામીનારાયણમત, મધ્વ લિંગાયત બ્રહ્મ સમાજ, પ્રાર્થના સમાજ, તન્ત્ર, બ્રહ્મચારી સન્યાસી, ચારવાક, બૌધ્ધ, સપ્તભંગી, સ્યાદ્વાદી વિગેરે હિંદુ પંથો, હિંદુ જાત્રાનાં ઠેકાણાં, હિંદુ તેહવારો, હિંદુ ધર્મગ્રંથો, હિંદુ ધર્મ સરકારો છે. તેઓને અને ત્યાના સઘળા બ્રાહ્મણ આગેવાનોને અને તેઓની આજ્ઞાપર ચાલનારાઓને દયાનંદ સરસ્વતીજીએ પોતાના સત્યાર્થ પ્રકાશમાં અગ્યારમા અને બારમા સમુલ્લાસમાં નર્કવાસી કીડામંકોડા, ઉડનારા પંતગીઆ, પોપો દગાખોરો, ધોકો દેનારા, ઠગ, પાખંડ મતવાળા આંખના આંધળા, ગાંડનાપુરા, અભણ, ખાઇમાં પડી ચૂરેચૂરા થયલા અધર્મીઓ, સુસ્ત, ભઠિયારાના ટટ્ટુ, કુંભારના ગધેડા, નીચ, ભિખારી બીકણ, આખી દુન્યામાં અજ્ઞાન, જૂઠાણું. દગો ફટકો ફેલાવનારા, ભરવાડ, ભાટચારણો, ખુશામતિઆ, ગપ્પી, ભાંગપીને તેની લેહેરમાં હદ વગરનો બકવો કરનારા, પાગલ પૈસો, લૂટનારા (શ્રીમદ્ ભાગવતના રચનારને) લાલ બુજકકડ, જૂઠો, બેશરમ, આંધળો બની ગયો હતો, તેને માનનારા, સાંભળનારાઓના જાહેરની અને મનની આખો ફૂટી ગયલી છે. તેઓ માણસો નથી, પુરાણોના રચનારાઓ દુનીઆમાં પેદા થતાજ ગર્ભસ્તાનમાંજ કેમ નહીં નાશ પામ્યા, દયાહિન, કસાઇઓ, અવિદ્વાનો. (**ગુરૂ નાનક માટે**) અભણ લોકોની સામે પંડિત બની ગયા, અભણ હતા, માન મેળવવા માટે કંઇ દગો ફટકો પણ તેઓએ કીધો હશે (**કબીરદાસ માટે**) એનો બાપ કોણ હતો તેની ખબર નથી, કોઇ વણકરે ઉછેરેલો, પંડિતોએ તેને ભણાવેલો નહીં માટેજ મનમાં આવે તેવી ભાષા બનાવી નીચ લોકોને ફોસલાવવા લાગ્યો, અભણ તેની જાળમાં ભરવાયા. (**જૈનોને માટે**) નાસ્તિકો, અજ્ઞાનીઓ, ડુબાડનારા, ધર્માંધ, જકકી, સખત હૃદયવાળા, ભટકેલા, દ્વેષી, જુઠું બોલનારા દુનીઆમાં બીજા કોઇ નથી, અદેખાઇ કરનારા, ભાટચારણોના મોટાભાઇ, જ્ઞાનના શત્રુઓ, મૂર્તિપૂજાને ચાલુ કરનારા, પાખંડીઓના મૂળ. (હિંદુઓના **ધર્મ ગ્રંથોને માટે**) ત્રીજા સમુલ્લાસમાં એક મોટી લીસ્ટ ધર્મગ્રથોની આપીને લખે છે કે તે બધા જાલગ્રંથ એટલે જૂઠા, બનાવટી અને ધોકો દેનારા છે. કહો અનુભવી આ દયાનંદી હથિયારોથી હિંદુધર્મના કિલ્લાની અભેદ દિવાલો જો તૂટી નહીં હોત તો તમારી આર્ય સમાજની સ્થાપના આજે કેમ કરતાં થને, તેમજ શુદ્ધ સનાતન ધર્મની એટલે દયાનંદજીના માનવા પ્રમાણે લગભગ પાંચહજાર વર્ષથી (જુઓ સત્યાર્થ પ્રકાશ પાનું ૩૬૫, ૩૭૨,

૪૩૪) અને તેઓના મહાન ચેલા લેખરામ કૃત કુલ્લીયાતે આર્યા મુસાફિર પાનું ૬૧૨ માં લખ્યા પ્રમાણે ચાળીશ હજાર વર્ષથી અને મહાશય ધર્મપાલજી બી. એ. કૃત તર્કે ઇસ્લામના પાના ૬૬ પ્રમાણે લાખો વર્ષથી ચાલુ થયલા ધર્મના કિલ્લાની અભેદ દીવાલો જો અનુભવીના લખ્યા મુજબના અથવા કોઇ બીજી તરેહના હથિયારોથી તોડવાની જરૂર નહીં હોત તો દયાનંદજીને અને તેઓના ચેલાઓને આર્યસમાજ તેના મુકાબલામાં કાઢવાની અને તે ધર્મને આવી રીતે વગોવવાની શી જરૂર હતી!

પણ અનુભવીની મતલબ શુધ્ધ સનાતન હિંદુ ધર્મથી જો આર્યસમાજ હોય તો ઘણા અફસોસ અને ખરી દલગીરી સાથે અનુભવીને નવો અનુભવ મારે કરાવવો પડશે કે પોતે આર્યસમાજના પ્રખ્યાત જાણીતા પંડિતો, ધર્મોપદેશકો અને આગેવાનોએ તેના કિલ્લાની અભેદ દિવાલો ભાંગી તેને એવો તો ખંડિએર કરી નાંખ્યો છે કે જે માણસને તેની તદન ખબર નહીં હશે તેજ એવી ખાઇમાં જઇ પડશે. એ લખાણુ શરૂ કરવા પહેલાં એ લખાણો કોના છે તેની પીછાન વાંચક વર્ગને કરાવવાની જરૂર છે જેથી તેઓ જાણીલે કે આર્ય સમાજમાં તે સાહેબો કેટલા મોટા દરજાના ગણાય છેઃ—(૧) મહાશય ધર્મપાલજી બી. એ.—આર્ય ધર્મ સભાના સેક્રેટરી હતા (જુઓ ઇંદ્ર ચોપાનિયું મે અને જુન ૧૯૦૯નું પા૦ ૩૦૯) મુનશી રામજી જેને હાલમાં લોકો સ્વામી શ્રધ્ધાનંદ સન્યાસીને નામે ઓળખે છે, જેમકે તે પોતે પોતાના દસ્કતમાં લખે છે. (જુઓ કુલીયાતે આર્યા મુસાફીરની પ્રસ્તાવના પા. ૨). (૩) ડાકટર ચિરંજીવ ભારદ્વાજ, ગોરૂકુલ કાંગડીના ડાકટર, પછી શ્રીમુનિ સભા અને આર્ય ધર્મ સભાના આગેવાન (જુઓ શ્રધ્ધાનંદના માલિકી હેઠળ પ્રગટ થતો પત્ર સત્ય ધર્મ પ્રચારક જાલંધર તા૦ ૩૧ માર્ચ ૧૯૦૫) (૪) બાબુ જગદમ્બા પ્રશાદ વર્મા, બ્રહ્મદેશના આર્ય ઉપદેશક (જુઓ ૧૯૦૬ માં છપાયલી તેઓની પોતાની ચોપડી તાહફએ આર્યસમાજનો ટાઇટલ પેજ). (૫) મેહતા રાધા કિશન, લાહોરના પ્રખ્યાત અને જૂના આર્ય સમાજીષ્ટ, વિક્રમ સન ૧૯૫૪ માં છપાયલા ઉર્દુ સત્યાર્થ પ્રકાશના ભાષાંતર કર્તા (મુતર્જિમ), દયાનંદ કોલેજ લાહોરના આગેવાન (જુઓ મજકુર ઉર્દુ સત્યાર્થ પ્રકાશનો ટાઇટલ પેજ). (૬) પંડિત રામભુજદત ચોધરી બી. એ. વકીલ, લાહોર, આર્ય પ્રતિનિધિ સભા પંજાબના પ્રધાન (જુઓ કાદિયાનનો આર્ય ખબર પત્ર શુભચિંતક તા૦ ૮ સેપટેમ્બર ૧૯૦૬). (૭) પંડિત કોટુમલ, આર્ય સમાજના જાણીતા પ્રેસીડંટ (જુઓ આર્ય ગેઝિટ ૧૪ જાનેવારી ૧૯૦૪).

આર્ય સમાજમાં શું થઇ રહેલું છે, તેને માટે મહાશય ધરમપાલજી લખે છે—" આર્ય સમાજમાં ધુત્કડ બોલી રહેલું છે. તે એટલાજ માટે કે કેટલાક નીચ જાતના સ્વાર્થી, પ્રખ્યાતિ ઢુંઢનારા, માનના મોહિત અને મોટાઇને માટે જીવ અર્પણ કરનારા માણસોએ લ્હોઇ વહેવડવનારા કસાઇ અને ખાટકીઓની પેઠે બે ધારવાળી તલવારો અને તીણા ખંજરો હાથમાં લઇ પોતાના શરમ ભરેલા, ધિકકારને લાયક, એટલુંજ નહીં પણ લાનતને પાત્ર કામોથી આર્યસમાજની ધુળધાણી કરી નાંખી એટલુંજ નહીં પણ તેઓએ પોતાના ગળામાં હંમેશને માટે ધિકકાર (લઅનત)ની કંઠી નાંખી લીધી. જાઓ એવા જલ્લાદોથી વાતચીત કરી જુઓ કે જેઓ માથાથી ‌‌‌‌‌‌‌‌‌ગ સુધી અશાંતિ (બેચેની)ના દરીઆમાં ગર્કાવ થઇ ગયા છે. (મુકાશિફાતે ધર્મપાલ પા૦ ૪૮૮) (જુઓ શુધ્ધિકી અશુધ્ધિ સેપ્ટેંબર ૧૯૦૯માં દિલહીના અફઝલુલ મતાબેઅ પ્રેસમાં છપાયલી પા. ૯૧).

જેઓને મજકુર સમાજનો અનુભવ નહીં હોય તેઓએ, શુધ્ધ થયલાઓએ અને શુધ્ધ થવાની ઇચ્છા રાખનારાઓએ આર્ય સમાજના આગેવાનોના જુદા જુદા વિષયપર આપેલા જુદા જુદા અભિપ્રાયો વારંવાર વાંચી પોતાના અને મજકુર સમાજના અને તેમાં શામેલ થનારાઓના ભવિષ્ય માટે ખુબ વિચાર કરવો જોઇએ. કારણ કે સમજુ માણસોની નજર હંમેશ ભવિષ્યના પરિણામ ઉપરજ હો છે.

(૨) મુનશી રામજી અથવા સ્વામી શ્રધ્ધાનંદજી ઉપલો ચિતાર જરા જુદા શબ્દોમાં ચીતરે છે તેને જરા વિચારની નજરે બહુજ નીહાળીને જોશો. ઉપલક વાંચી જશો નહીં:— "મારી પાસે દર અઠવાડિએ એકાદ એવો પત્ર (કોઇ આર્ય સમાજી તરફથી) જરૂર આવે છે કે જેમાં એકાદ આર્ય સમાજના અધિકારી અથવા સભાસદના અમુક દુરાચરણો લખી તેના ઉપર ધિકકારો (લઅનતો)નો વરસાદ વરસાવવામાં આવેલો હોય છે. હું એટલું તો સમજું છું કે અતિશયોક્તિવાળા (મુબાલિગા આમેઝ) લખાણમાં કંઇ પણ સાચું તો જરૂર હોય છે. આર્ય સમાજ માટે એક એવો વખત હતો કે આ પત્રમાં એકાદ નોટ લખવાથી આર્યસમાજીઓ બીને પોતાના બગડતા આત્માને સંભાળી લેતા હતા. આજે તો ઉલટો ચોર કોતવાલને દંડે છે અને સેંકડો તેના મદદગાર ઉભા થાય છે. આર્ય સમાજની એવી પડતી દશામાં ખરા દિલથી (કોઇ વાતની તેઓને) સુચના કરવાથી ફાયદાને ઠેકાણે નુકસાની પોંહચે છે." કેમ સાહેબો! હવે તો તમને મજકુર સમાજના આગેવાનોની હાલતનો અનુભવ થયો. જ્યારે આગેવાનોજ એવા છે તો બાપડા બીજાઓની હાલતનું પૂછવુંજ શું.

(૩) ડોકટર ચીરંજીવજી, ધર્મપાલ મહાષય સાથે વાત કરતાં પોતાનો અભિપ્રાય જણાવે છે:—"આર્ય સમાજમાં ગધેડાઓને દાખેલ કરવામાં આવે છે. જે માણસને જોઇએ તે તેઓને પોતાના તાબેદાર બનાવી લે." ઇંદ્ર ૧૯૦૬નું પાનું ૩૫૫). મજકુર ડાકટરની પત્ની સૌમંગલી બાઇ પોતાના ધણી માટે પોતાનો અભિપ્રાય મહાષય ધરમપાલ આગળ એવી રીતે જાહેર કરે છે કે "તે ધોકો દેનાર અને બેઇમાન છે તેવાજ તમે પણ છો કારણ કે એવા (દુષ્ટ)ને તમે (પોતાના લખાણોમાં) ધાર્મિક અને સત્યને માટે પોકાર કરનારા વિગેરે લખી બહુજ અનર્થ કીધો છે." પછી પોતે આર્ય ગુરૂકુલોને માટે પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે "મને જરૂર નથી કે હું આર્યભુવનના તે શરમ ભરેલા દુરાચરણો અને મહાગંદાં કામોને લખી આ પાનાઓને ગંદા બનાવું." ઇંદ્ર માસ મે ૧૯૦૯ પા. ૩૬૫) (જુઓ શુદ્ધિકી અશુદ્ધિ પા. ૨૮–૩૩–૩૪).

બાબુ જગદંબા પ્રસાદ લખે છે કે "પણ દલગીરી સાથે જણાવવું પડે છે કે પંદર સોળ વર્ષના અનુભવ પછી માત્ર એટલીજ વાત મને જણાઇ કે આર્યસમાજના મેંબરો માટે જે મારા (સારા) વિચારો હતા તે મારી કલ્પનાઓ હતી. એટલુંજ નહીં પણ સંપુર્ણ કારણોને લીધે મને લાચાર થઇ માનવું પડયું કે બીજા પંથોવાળા પોતાના પંથની ખોટી તરફદારી કરવાની જે ઉંડી ખાઇમાં પડી ચુકેલા છે, તે ખાઇથી મજકુર મેંબરો પણ બાહેર નથી." પછી બીજે ઠેકાણે લખે છે. "વાંચકો! મને આર્યસમાજીઓ માટે પોતાના આગલા વિચારો બદલવા પડયા અને મને હવે જણાઇ આવ્યું કે ફકત આર્યસમાજના મેંબરોજ નહીં પણ તેના મોટા મોટા વિદ્વાનો, પંડિતો, ઉપદેશકો, લેકચરારો અને લીડરોમાં પણ ઘણા, લગભગ ૮૦ ટકા એવા લોકો મોજુદ છે, જેઓ જુઠ બોલે છે, બીજાઓની

૧૨૬૦



નુકસાની કરવામાં જરાએ રોકાતા નથી, પચાવી પડવું, લાંચ, દગોફટકો તો ધર્મ (?) કાર તેઓમાં ચાલુ છે, વ્યભિચારથી પણ તેઓ બચેલા નથી તેઓનાં નામો જો પ્રગટ કરવામાં આવે તો વાંચકો નવાઇ પામી આ ચોપડીને રખેને તેઓ Mystries of Arya Samaj (મિસ્ટ્રીઝ ઓફ આર્યસમાજ) ધારશે પણ એટલું કહી દેવું તો ઘણુંજ જરૂરનું જણાય છે કે આર્યસમાજના લીડરો, ઉપદેશકો અને સન્યાસિઓ વિગેરેનાં કામો, જેવા રીતે વખતો વખત સાંભળવામાં આવે છે, એવાં તો નાલાયક અને સામાજિક સદાચરણોને વિરૂદ્ધ હોય છે કે તેઓનો વિચાર આવતાં હ્રદયમાં કંપારી છૂટે છે. અને મનમાં વિચાર પેદા થાય છે કે જે સોસાયટીએ આખા દેશને અથવા આખા સંસારને સુધારવાનું બીડું ઝડપ્યુ છે, શું તેના આગેવાનો એવાજ હોવા જોઇએ કે? (જુઓ તોહફએ આર્યસમાજ પા. ૩–૪–૫) અહા હાહા! બાબુજીએ ઉપર લખેલા અને હવે પછી લખાશે તે બધા લખાણોનો તો જાણે સંપુર્ણ ખોલાસોજ લખી દીધો, એમ છતાં જો જરૂર પડશે તો એ બાબત પૂરેપૂરા ખોલાસા સાથે "આર્ય સમાજકી શાયસ્તગી (સદાચરણ) અને લુટ, ગબન (પચાવી પડવું)" એવા મથાળાવાળું પંડિતજી મજકુરનું જે લાંબું લખાણુ છે તે ચોપડીના આકારમાં ઇ૦ અ૦ તઆલા પ્રગટ કરીશ.

મ્હેતા રાધાકિશન લખે છે કે:—"આર્ય સમાજની જોઇએ એવી ઉન્નતિ થતી નથી.) તેનું કારણુ એ છે કે આર્યસમાજ પોતાના ધર્મ ગ્રંથો અને સમાજના નિયમો પ્રમાણે બીલકુલ ચાલતી નથી. આર્યસમાજની સ્થાપ્ના થઇ ત્યાર પછી લાંબા વખત સુધી તો (તેને) લોકોમાં (બીજા ધર્મો અને પંથોના) ખંડન કરવાનો (અને પોતીકા પંથ કે ધર્મના) મંડન કરવાનો માત્ર શોખ હતો. ઘણા, વર્ષો (હજી) સુધી તેઓએ પોતાની જિંદગીને પવિત્ર બનાવવા તરફ ધ્યાન દીધું નથી." "આર્ય-સમાજના મેંબરોમાં સમાજનું લિટ્રેચર (ઇલ્મ) શીખવાનો શીખાડવાનો પ્રણોજ થોડો શોખ છે. પ્રચાર (ધર્મનો ફેલાવો કરવા) માટે જરૂરનું છે કે મેંબરો સમાજિક લિટ્રેચરથી પોતે વાકેફગાર થાય પણ ઘણી દલગીરીની વાત છે કે (આર્ય) સમાજના મેંબરો સમાજિક લિટ્રે–ચરથી બિલકુલ થોડા વાકેફ છે." "આર્યસ–માજનો કાયદો છે કે તે એવા માણસોને પોતાનામાં ઓધ્ધેદારો બનાવે છે કે જેઓ સોશિયલ (સંસારી) મરતબામાં માનવંતા હોય. એવા માણસો ઘણીખરી વખતે સારી ચાલ–ચલગતના હોતા નથી (તેથી) તેઓની જિંદગીની છાપ સમાજિક પ્રચાર અને તેના મિશન (મજલિસે ઇન્તેઝામીયા)ને ફેલાવવામાં મોટામાં મોટી ઝેરી અસર ધરાવે છે." (આર્ય સમાજનો ઇતિહાસ ૧૯૦૭માં છપાયલાનું પા૦ ૮૪–૮૫).

પંડિત રામભુજદત ચોધરી આર્યસમા–જીઓ એક બીજા સાથે કેવીરીતે વર્તે છે તે માટે લખે છે "જો એ (આર્ય) ભાઇઓની સત્તામાં હોય તો મને (સુધાં) ફાંસીએ લટકાવી દીએ અથવા તો ઝેર ખવડાવી મારી નાંખે" (કાદિયાનના શુભચિંતક પત્રમાં પ્રગટ કીધેલો પોતાનો પત્ર તા. ૮–૯–૧૯૦૬ નો) ચોધરીજી! આર્યસમાજીઓ સવાર અને સાંજ પ્રાર્થનામાં પોતાને માટે ચક્રવર્તી રાજ્ય પરમેશ્વ-રથી માંગે છે, (જુઓ દયાનંદ સરસ્વતિજીની ચોપડી આર્યાભિવિનય), જે હજી મળ્યું નથી તે અગાઉ એ હાલત છે કે આપ જેવાઓને તેઓ આવી કરડી નજરે ધુરે છે. જો મળે તો હિંદુસ્તાનના પરધર્મીઓ અને બીજા પંથોવાળાઓ સાથે કોણ જાણે તેઓ કેવી રીતે વર્તે. પરમેશ્વર અંતરયામી (દિલોની વાતોને જાણનાર) છે, એટલાજ માટે તેવું રાજ્ય

આપતો નથી અને ઇ. અ. તઆલા આપશે નહીં.

પંડિત લેખુમલ સાહેબ આર્યસમાજનાં ગુણો એવી રીતે ગાય છે કે "હું દાવા સાથે કહું છું કે એ મનુષ્યહારી (મરદુમ ખોર) (આર્ય) મહાત્માઓ, (આર્યસમાજની) કોલેજ પાર્ટીને, જો એ લોકોનો દાવ ફાવી જાય તો એક મિનિટમાં ફાંસીએ લટકાવી કાઢે" (જુઓ આર્ય ગેઝિટ તા. ૧૪–૧–૧૯૦૪) અરે રામ! રામ!! આર્ય મહાત્માઓ જો પોતાના સમાજની આખી પાર્ટીપર આવો જુલમ ગુજારવાને હમેશ તત્પર રહે છે ત્યારે તે આખી સમાજ બીજાઓ સાથે કેવી રીતે વર્તતી હશે અને કેવી રીતે વર્તશે તે દરેક શાણા માણસે પોતે વિચારી લેવું જોઇએ.

હવે એક વાત રહી ગઇ તે એ કે આર્ય સમાજીઓ વેદોના અને સ્મૃતિઓના તેજ અર્થ કે ભાષ્ય માને છે જે દયાનંદ સરસ્વતીએ કીધા હોય. સનાતન ધર્મના આગેવાનોના અર્થ કે ભાષ્ય તેઓ બિલકુલ માનતા નથી પણ તે અર્થ કે ભાષ્ય કેવા ભૂલ ભરેલા છે તેને માટે પંડિત જગદંબાપ્રસાદ આર્ય ઉપદેશકે "વેદોપર લાલ બુજકકડી"ના મથાળાવાળું જે લખાણ લખ્યું છે તેને તો વખત આવતાં ઇ. અ. તઆલા પ્રગટ કરીશ પણ હાલમાં એ બાબત મજકુર ઉપદેશકના માત્ર બે ચાર ફકરાજ ટાંકી પબ્લિકને દેખાડું છું કે જે આગેવાનના જ્ઞાનની આવી હાલત છે તેની રચેલી ચોપડીઓપર ચાલવું દુન્યા અને આખેરત (પરલોક) માટે કેટલું ભય ભરેલું છે તેઓ લખે છે કે "ગોરૂકુલના અધિષ્ઠાતા મહાત્મા મુનશીરામજી પણ અકકલ હેરાન છે જેવી રીતે કે રાવલપિંડીના વાર્ષિક મેળાવડામાં તેઓ સ્વામી નિત્યાનંદજીને કહેવા લાગ્યા કે ગોરૂકુલના ૧૫ વર્ષના વિદ્યાર્થીઓ પણ સત્યાર્થ પ્રકાશમાં ભૂલો કાઢે છે." (તોહફએ આર્યસમાજ ભાગ ૧ પા. ૧૬ અને ૬૩). માસ્ટર આત્મારામજી જેઓ આર્ય સમાજની મહાત્મા પાર્ટીના આગેવાન છે તેઓએ કાંગડીના હેડપંડિતને કહ્યું કે "સ્વામી (દયાનંદ સરસ્વતી)જીના ભાષ્ય (વેદોની તફસીર) (માત્ર) અંગ્રેજી ભણેલાઓને ફાંદામાં લેવા માટેના છે." (જુઓ આર્યપત્ર હિતકારી ૨૪–૧૧–૧૯૦૫ નું પા. ૫ કૉલમ ૨).

કહો અનુભવી! આર્યસમાજના કિલ્લાની અભેદ દીવાલો પણ આર્ય સમાજના આગેવાનોએજ ભાંગી પાડી, હવે પરધર્મી કયા શુધ્ધ ધર્મને સ્વીકારે તે પ્રગટ કરશો કે?

પછી અનુભવી લખે છે કે "પ્રમાણોથી સાફ માલમ પડે છે કે શુધ્ધિ એ લાંબા વખતથી ચાલતો આવેલો રિવાજ છે." એ પ્રમાણો કે દલીલો જે અનુભવીએ રજુ કીધી છે તેની હાલત કેવી બેપાયા છે તેને માટે ખોલાસો તો હું નકલ કરી ચુકયો. હવે સવાલ એ છે કે જો એમજ હોત તો શાસ્ત્રો અને સ્મૃતિઓમાં તેને માટે ખોલાસો જરૂર હોત કે પરધર્મીઓને જ્યારે હિંદુ ધર્મમાં લેવામાં આવે ત્યારે અમુક સંસ્કારો અને વિધિઓ કરવી જોઇએ અને સૌથી મુખ્ય વાત તો એ કે તેને હિંદુ ધર્મના ચાર વર્ણાશ્રમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર જાતિઓમાંથી કઈ જાતિમાં દાખેલ કરવા જોઇએ. કારણ કે મનુસ્મૃતિ જે સનાતનધર્મીઓ અને આર્યસમાજીઓમાં એકમતે મનાયલી છે તેમાં તો પાંચમો વર્ણાશ્રમ કે જાતિ દીધી નથી જેથી તેમાં દાખલ કરી શકાય. તેમ એ બાબત માટે તેમાં કંઇ ખોલાસોએ નથી. વેદોમાં તપાસતાં પુરૂષ સોકતનું મંત્ર જે ત્રણે વેદોમાં છે તેમાં પણ દુન્યા પેદા થઇ ત્યારથી આ ચારજ જાતિઓ વેદોના ઇશ્વરે સરજેલી લખી છે.

દયાનંદ સરસ્વતિજીએ એ બાબતમાં ઘણી કોશીશ કીધેલી અને સત્યાર્થ પ્રકાશના ૨૨મા

સવાલના જવાબમાં મજકુર પુરૂષ સોકત અને મનુસ્મૃતિના ૧૦મા અધ્યાયના ૬૫મા શ્લોકના અર્થોમાં પોતાની મર્જીમાં આવે તેવા ફેરફાર કરીને અજાણ લોકોને ખોટે માર્ગે દોરવવાનુ પ્રયત્ન કીધેલું, પણ સનાતની પંડિત, જ્જુવાલા-પ્રસાદ મુરાદાબાદવાળા અને જૈન સાધુ પંડિત આત્મારામજી ગુજરાનવાલાવાળાએ તેનું એવું તો ખંડન કીધું કે નહીં તે વાત પંડિત તુલસીરામ, જગદંબાપ્રસાદ વિગેરે આર્ય પંડિતોએ માન્ય રાખી અને નહીં સનાતનધર્મીઓએ (જુઓ દયાનંદ તિમિર ભાસ્કર વિગેરે સત્યાર્થના ખંડનો.)

કોઇ ઘણો મથશે તો માત્ર એટલું કરી શકશે કે શુધ્ધિ કીધેલાઓને એવા વર્ણ કે જાતિમાં દાખેલ કરશે કે જે જાતિ મનુસ્મૃતિ વિગેરેમાં સૌથી નીચ અને હલકી છે. હવે તપાસવાનું એ છે કે મનુજીએ સૌથી હલકી જાત ચારે જાતિઓમાં કઇ ગણી છે, અને તેને માટે કયા કામો મુકરર કીધાં છે, અને જો તે જાતિવાળો માણસ હિંદુ થઇને કે રહીને, મનુજીએ દુનીઆ પેદા થઈ ત્યારથી દરેક જાતિને માટે જે કામ મુકરર કીધાં છે તે છોડી બીજાં કામો કરવા તૈયાર થાય તો હિંદુરાજાએ અથવા બીજા શબ્દોમાં કહીએ તો સ્વરાજના આગેવાનોએ તેને તેમ કરતાં શી સજા આપવાનું લખ્યું છે. મનુજીએ પોતાના મનુશાસ્ત્ર કે મનુસ્મૃતિના ૧૦મા અધ્યાય (બાબ)માં વર્ણ-વ્યવસ્થા અથવા દરેક જાતિ કેવી રીતે પેદા થાય છે, અને તેનાં શા શા નામો છે, અને તેઓએ કયાં કયાં કામો કરવાં, અને શું શું ખાવું અને કયાં કયાં રહેવું તેની આજ્ઞાઓ ફરમાવેલી છે. સનાતન ધર્મીઓ અને આર્યસમાજીઓને તે પ્રમાણે ચાલવું ફરજ છે. કારણ કે બંનેના ધર્મ આગેવાનો એ વાતને માનનારા છે. (જુઓ સત્યાર્થ પ્રકાશના સાતમા સમુલ્લાસનો છેલ્લો પેરેગ્રાફ). હવે તે શ્લોકો અનુક્રમે અહીં લખું છું.

"આયોગવ, ક્ષત્તા, ચણ્ડાળ એ જાતિઓ માણસ જાતિમાં પ્રતીલોમ (એટલે જે લોકોને જનોઇ પહેરવાની મનાઇ છે તેવી) ત્રણ નીચ જાતિઓથી પેદા થયલી હોય છે તેથી એ (ત્રણે જાતિઓ) શુદ્ર (જેવી નીચ જાતિ) કરતાંએ વધારે નીચ છે." (શ્લોક ૧૬). એથી સાફ જણાઇ આવ્યું કે હિંદુ ધર્મમાં સૌથી નીચ જાતિ શુદ્રને ગણેલી છે પણ મજકુર ત્રણ જાતિઓને અગર જો તે હિંદુઓમાંજ પેદા થયલી છે છતાં તેને શુદ્ર કરતાંએ નીચ ગણી છે અને તેઓને જનોઇ અપાતી નથી. 'આયોગવ (જાતિ)એ (હંમેશ) લાકડાં કાપવાનો કે ચીરવાનો ધંધો કરવો (શ્લોક ૪૮) ક્ષત્તા (જાતિ)એ દરોમાં રહેનારા જનાવરો [ઉંદરો વિગેરે] મારવાનો અને તેઓને બાંધવાનો ધંધો કરવો [શ્લોક ૪૯] ચણ્ડાળ [જાતિ] એ કૂતરાં ગધેડાં પાળવાનો ધંધો કરવો. તેઓએ હિંદુઓના મડદાંઓનાં લૂગડાં, તે પણ ફાટેલાં પહેરવાં, ભાંગેલાં વાસણોમાં ખાવું, [કોઇ પણ] આખું વાસણ વાપરવું નહીં). લોઢાનાં ઘરેણાં પેહરવાં (સોના ચાંદી કે બીજી કોઇ ધાતુનાં નહીં, તેઓએ એક ઠેકાણે ઘર બાંધી કે રહેઠાણ કરી રહેવું નહીં પણ) હમેશા રખડતા રઝળતા ફરવું [શ્લોક ૫૨]."

અગ્યારમા અધ્યાયના ૨૩૫મા શ્લોકમાં છે કે શૂદ્રનો તપ (ઇબાદત સાથેનો મોજાહિદો) એજ છે કે તે બાકીની ત્રણ જાતિઓ બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષત્રિયની સેવા કરતો રહે પછી ૧૦ મા અધ્યાયના ૧૨૪ મા શ્લોકમાં તેઓને તેઓની નોકરીનો બદલો આપવાનો હુકમ છે. તે બદલામાં શું અપાય તે વિચારશો. "પોતાના ખાવામાંથી બાકી રહેલું ખાવું, જુનાં લૂગડાં, અનાજને ઝાટકતાં ચાલણી કે સુપડામાં જે કચરો રહી જાય છે તે, અને જૂનાં વાસણ કૂસણ દેવાં જોઇએ." (શ્લોક ૧૨૫). હવે એ લોકોએ કયાં વસવું તે સાંભળશો.

શહેર, ગામ, કસ્બા વિગેરેમાં નહીં પણ "ગામની પાસે જે જાણીતા મોટા મોટા ઝાડો હોય તેઓની નીચે અને સ્મશાન (કે જ્યાં મુડદાં બાળવામાં કે દાટવામાં આવતા હોય તે) ની પાસે, તથા બાગ બગીચા અને પર્વતની પાસે પોતપોતાના ધંધામાં જાણીતા થઈ વાસો કરવો." (શ્લોક ૫૦) બધી જાતિઓના ધંધા વહેંચાયલા છે પણ મનુષ્યજાતિનો કાયદો કુદરતે તેના સ્વભાવમાં એવો મૂકેલો છે કે તે જનાવરોની પેઠે દુન્યાની એકજ રહેણી કરણીમાં કે એકજ હાલતમાં પડયા રહેવું પસંદ રાખતી નથી પણ દરેક માણસ પોતાને માટે એજ ઇચ્છે છે કે હાલની સ્થિતિથી ઉંચ સ્થિતિને મેળવું જે હાલત આખી દુનીઆમાં નજરે પડે છે. તેથી કરીને પોતાની ઉપર લખાયલી વેદ શાસ્ત્રાનુસાર જિંદગીને છોડી કોઈ શુદ્ર ઉંચ પ્રકારની જિંદગી ગાળવા ઇચ્છે તો તેને માટે રાજા અથવા રાજ્ય આગેવાનોને મનુજીનો એવો ફરમાન છે કે "જે માણસ નીચ જાતિમાં હોવા છતાં લાલચથી ઉંચ જાતિનો ધંધો કરે (અને તેમ કરતાં પૈસાવાળો થઇ જાય ત્યારે) રાજા (અથવા રાજ્ય આગેવાનો) તેનાં ધનદોલત છીનવી લઇ તેને દેશનિકાલની સજા કરે." (શ્લોક ૯૬).

મજકુર લખાણપરથી દરેક તે માણસ કે જે પોતાનો ધર્મ છોડી હિંદુ કે આર્યસમાજી થવા ઇચ્છતો હોય તેને પોતાના તથા પોતાની ઓલાદના ભવિષ્ય માટે ખૂબ વિચાર કરી લેવો જોઇએ કે જો આર્યહિંદુ ચક્રવર્તી રાજ્ય કે સ્વરાજ થાય તો તેઓની શી દશા થવાની કારણ કે મજકુર કાયદાઓ તો તે જાતિને માટે છે જે ઉંચ શુદ્ર અને નીચ શુદ્ર હોય પણ નવા હિંદુ થયલાઓને માટે તો શાસ્ત્રોમાં જાતિ, ધંધો, વાસો કંઇએ વર્ણેલો નથી. પોતે "દસ્યુ" જાતિ જે માત્ર, પોત પોતાનો, શાસ્ત્રે ઠેરવી આપેલો ધંધો છોડવાની સજામાં બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય અને શુદ્રથી બનેલી છે (જુઓ શ્લોક ૪૫) તેને માટે હુકમ છે કે તેઓ ચારે જાતિઓના ધંધા નહીં કરે પણ ચારે જાતિઓ જે ધંધાઓને ધિક્કારવા યોગ્ય ગણે તે કરી પોતાનો ગુજરાન ચલાવે (શ્લોક ૪૬). ત્યારે બીજી નીચ જાતિને માટે ઠેરવેલા ધંધાઓ જોઇ શાસ્ત્રો પ્રમાણે નવા હિંદુઓને માટે ગુજરાન કરવાનો ધિકકારવા લાયક પણ કોઇ ધંધો બાકી રહેતો નથી કે જે વડે તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકે. અલબત જનાવરોની પેઠે જંગલોમાં રહી ભાજીપાલો કે કંદમૂળ ખાય તો જુદી વાત છે. મનુસ્મૃતિ અધ્યાય ૧૧ ના ૧૩૧મા શ્લોકમાં છે કે જો કોઇ હિંદુ, શુદ્રને મારી નાંખે તો તેનો પ્રાયશ્ચિત (કફ્ફારો કે જેના કરવાથી કીધેલો ગુન્હો માફ થઇ જાય છે) એ છે કે મારનાર એકાદ નોળિઆને, દેડકાને અથવા કુતરા વિગેરેને મારી નાંખે. જ્યારે શુદ્રો એટલે ધોબી, મોચી, લુહાર, સુથાર વિગેરે હિંદુઓ કે જેઓ અસલ ચાર જાતિમાંની એક જાતિ છે તેઓ એવા નજીવા જનાવરો સમાન ગણાય તો નવા હિંદુઓ, જનાવર કરતાંએ હલકા ગણાવવા જોઇએ. અસલ સનાતન ધર્મીઓ, આર્યસમાજ નીકળી તે પહેલાં એજ અડચણોને લીધે કોઇને પોતાના ધર્મમાં દાખેલ નહીં કરતા હતા. કારણ કે તેઓ પોતાના ધર્મના હુકમોના અર્થમાં મનમાં આવે તેવો ફેરફાર કર્યા વગર હજારો વર્ષ પહેલા ઋષિઓ મૂનિઓ અને પંડિતોએ વેદ શાસ્ત્રોના જે જે મંત્ર અને જે જે શ્લોકના જે જે અર્થ માન્ય રાખ્યા છે તે અર્થો અનુસાર ચાલતા હતા, અને એજ કારણ છે કે તેઓએ અકબર જેવા મહાન બાદશાહને દેવતાનો અવતાર માન્યા છતાં અને દારાશિકોહ જેવા શાહજહાન પાદશાહના મહાન શાહજાદાને એક મહાન હિંદુ પંડિત ગણ્યા છતાં હિંદુ ધર્મમાં દાખલ કીધા નહિ. (જુઓ

અમદાવાદના ધી અમરસિંહજી પ્રેસમાં ઇ. સ. ૧૯૧૯માં છપાયલી ગુજરાતી **સિરાતે આલમગીરી** પાનું ૧૩૯–૧૪૦ અને રંગીન પ્રેસ દિલ્લીમાં છપાયલી શમસુલ ઓલમા શિબ્લી નોઅમાનીની રચેલી "**ઔરંગઝેબ** આલમગીર પર એક નઝર" પાનું ૩૨–૩૭.

એ પછી અનુભવી લખે છે કે થોડા વખત ઉપર મેસોપોટેમીઆમાં હિંદુ સિપાઇઓ, જેઓ અંગ્રેજો તરફથી લડવા ગયા હતા તેઓ ત્યાંની મુસલમાન સ્ત્રીઓને પરણ્યા. એને માટે અનુભવીએ કોઇ ઇતિહાસ કે ખબર પત્રનું પ્રમાણ આપ્યું નથી. ત્યારે એવી ગપ મનાય કેમ કરીને ! વળી એ માટે જ્યાં સુધી હિન્દુ ધર્મના કોઇ માનીતા પુસ્તકથી આધાર નહીં લેવાય ત્યાં સુધી માત્ર સિપાઇઓના કામોને ધર્મનું કામ કેમ કરીને ગણાય ! અનુભવીને એવો કેવો બેપાયા ધર્મ છે કે જેમાં સિપાઇઓનું કામ પણ ધર્મ ફરમાન ગણાય છે. પછી અનુભવી દાવો કરે છે કે શુધ્ધિ સભાની સ્થાપના પછી સંખ્યાબંધ મુસલમાનો હિંદુ બન્યા છે. એ સંખ્યાબંધ મુસલમાનો કયા ? તેજ કેની મલકાના રજપુતો અથવા આગાખાની અંત્યજો ? જે બિચારા નહીં હિંદુ ધર્મથી વાકેફ છે અને નહિ મુસલમાની ધર્મના જાણકાર છે. વળી એમ છતાં મલકાનાઓની તો જે હાલત છે તે આગ્રા તરફની શુધ્ધિ સભાઓથી પુછી અનુભવીને જોઇએ કે વાકેફ થાય. અને તે એજ છે કે શુધ્ધિ સભા અને તેના ધર્મની પોકળતા સાંભળતાંજ અને અનુભવ થતાંજ સંખ્યાબંધ પાછા મુસલમાની ધર્મને સ્વીકારતા જાય છે. રહ્યા આગાખાની અંત્યજો તેને માટે ધના જીવા અને બેચર લાલા તરફથી જુલાઇ ૧૯૨૩ના માસમાં છપાઇ પ્રગટ થયલા હેંડબીલો અને તા૦ ૧૬–૭–૨૩ ના પ્રજામિત્રમાં ડુંગર સીવા તરફથી છપાયલો આર્ટીકલ જોવા બસ છે કે તેઓને શુધ્ધિ સભાએ કેવા મોહ લોભથી શુધ્ધ કરેલા; પણ આખરે પોકળતા જણાતાં તેઓને પાછા આગાખાની થવું પડયું.

પછી અનુભવી બ્રિટિશ ગવર્મેન્ટપર આડકત્રી રીતે હુમલો કરે છે કે બ્રિટિશ શાસનમાં મલબારમાં મોપલાઓએ ખુની તલવારના બળથી સેંકડો હિંદુઓને મુસલમાન બનાવ્યા અને હિંદુઓ પર અમાનુષિ અત્યાચારો કર્યા. એનો જવાબ ગવર્મેન્ટ તરફથી કોઇ મોડરેટે તમને આપવો જોઇએ. પણ એ જુલમો કે અત્યાચારો તપાસવા ગયલા અસહકારીઓના કમીશન તરફથી ૧૯૨૨માં છપાયલો રિપોર્ટ, મજકુર તોહમતનો જવાબ, અનુભવીને શો આપે છે તે વાંચશો. મલબારમાં જમીનના માલેક તો ઘણું કરીને હિંદુઓ છે અને ગણોતપટે ખેતર ખેડનારા મોપલાઓ છે. એ બંનેમાં ઘણા જુના વખતથી કાયમ દુશમનાઇ ચાલતી આવે છે ( પાનું ૨૯ ). ગવર્મેન્ટ અને મોપલા વચ્ચે લડાઇ ચાલુ થઇ તે વખતે જમીનના માલેક હિંદુઓએ પણ પોતાની જુની દુશમનાઇને લીધે મોપલાઓને ઇજા દેવા માંડી. કારણકે ત્યાં હિંદુ મુસલિમ એકતા પાકી થઇ હતી નહીં. તેમજ કાંગ્રેસ અને ખિલાફતના તંત્રીઓની પણ ગેરહાજરી હતી. ( પાનું ૨૫ ). સઘળો મુકાબલો અને દુશમનાઈ માત્ર જમીનના માલિકો સાથે થઇ, બીજા હિંદુઓ સાથે કંઇ પણ થયું નહીં બલ્કે ત્યાંના હિંદુઓના ટોળે ટોળાં મોપલાઓના પક્ષપર રહી તેઓએ મોપલાઓની પુરેપુરી મદદ કરી તેઓનાં કામોમાં ભાગ લીધેલો. તે એટલે સુધી કે પરિણામ અને બદલો મેળવવામાં પણ તેઓ મોપલાઓના ભાગિઆ રહ્યા. મોપલાઓનો ગુસ્સો માત્ર જમીનના માલેકોના ટોળાજ સાથે ખાસ હતો. બીજા હિંદુઓ સાથે તેઓએ ( છેવટ સુધી ) દોસ્તીનો સંબંધ કાયમ રાખ્યો ( અહીં સુધી કે ) મોપલાઓએ કેટલાક નેશનેલિસ્ટ હિંદુઓના

જીવ જોખમમાંથી બચાવ્યા (પાનું ૩૨. જુઓ માર્ચ ૧૯૨૩માં દિલ્લીના હમીદિયા પ્રેસમાં છપાયલો રિપોર્ટ). એ પછી અનુભવી કહે છે કે "હિંદુઓએ ઘણું સહન કર્યું છે અને ભવિષ્યમાં પણ તેમ કરશે, પણ વીર બનીને." એમાં જરાએ શક નથી. દયાનંદ સરસ્વતિજીએ સત્યાર્થ પ્રકાશમાં, પંડિત લેખરામજીએ અને શ્રધ્ધાનંદજીએ કુલ્લીયાતે આર્યા મુસાફિરમાં અને અનુભવીએ પોતાના આ બુલેટીનમાં હિંદુઓ માટે બાકીજ શું રાખ્યું ? પણ અનુભવી કેવા વીર બન્યા તે નવાઈ જેવું છે. કેમકે તેઓએ બીજા હિંદુઓને તો નામર્દ, નરમાલા, હીજડા કહયા; પણ પોતે આ બુલેટીનમાં પોતાનું નામ પણ જાહેરમાં લાવવાને બીધા અને નામને ઠેકાણે "**લી. એક અનુભવી**" એટલુંજ માત્ર લખ્યું. ધન્ય છે તેની શુરવીરતાને ! પછી અનુભવી લખે છે ખ્રિસ્તિઓ, પારસીઓ વિગેરેને હિંદુ થવું ગમે છે અને તેઓ તરફ આવતા જાય છે. પ્રમાણ વગરની એવી વાતો ગપ્પાના ભાઇ ગપોડા ગણાય છે.

છેવટે અનુભવીનાજ શબ્દોપર આ લખાણને સ્માપ્ત કરૂં છું કે "જેમ જેમ (ઇસલામની સચ્ચાઇના) સૂર્યનો પ્રકાશ વધવા માંડે છે તેમ તેમ (કુફર, શિર્ક, અજ્ઞાન, ગફલત, અસત્યતાના) અંધકારનો નાશ થવા માંડે છે. એજ પ્રમાણે આ જ્ઞાનયુગના જમાનામાં અસત્ય (ધર્મો, પંથો. સમાજો) ઉપરથી (સત્ય ઢુંઢનાર અને સત્યને કબુલ રાખનાર દરેક) માણસનું ઇમાન કહો કે શ્રધ્ધા ઉઠી જાય અને તે (સ્વામી પ્રકાશાનંદની પેઠે ) સત્ય (ને કબુલ કરી ઇસલામને સ્વીકારનાર અને બીજાઓને માટે) પ્રેમી (બની તેઓને ઇસલામ તરફ બોલાવનાર ) બને તો તેમાં "અણસમજુ મુલ્લાઓએ શોર બકોર કરી મુકયો છે" અથવા "હિંદુસ્તાનમાં ઇસલામ, ભયથી મોહથી કે લોભથી હિંદુઓમાં ફેલાયો" વિગેરે અઘટિત બોલવા જેવું કંઇએ નથી. વસ્સલામો અલા મનિત્તબઅલ હુદા. અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન. વ સલ લલ્લાહો અલન્નબી.



ગુજરાતના આર્યસમાજીઓ પણ ગુસ્સે થયા છે. હું એવી ઉમેદ રાખતો હતો કે તેઓ તો મારા અર્થનો અનર્થ નહિ કરે, કેમકે તેઓ કદાચ મને વધારે સમજે. મને જે સાચું લાગે તે હું સરળભાવે કહું તેમાં દુઃખ લગાડવાનું કારણ શું હોય એજ મારી સમજ બહાર છે. કોઇ અણુગમતું કહે તેટલા ઉપરથી આપણને દુઃખજ લાગ્યાં કરે તો આપણામાં સહિષ્ણુતા કેમ ને ક્યારે આવશે?

એક ભાઇ તો એવા ગુસ્સે થયા છે કે મને આપઘાત કરવાની સલાહ આપે છે. અહીં એટલુંજ ઉમેરું છું કે આ બધો ગુસ્સો અસહિષ્ણુતા સિદ્ધ કરે છે. હિન્દુઓની ઉપર દુઃખ પડતાં હોય તેની તપાસ કરવા તો હું તૈયાર છું. છાપામાં આવતી બધી વાતો માનવા હું તૈયાર નથી. બધા વાંચનારને તેમાંથી ઘણા ટકા બાદ કરવાની હું ભલામણ કરું છું. સંગઠનથી જો હિંદુઓ પોતાના ભયનો ત્યાગ કરી શકતા હોય તો તો હું સંગઠનમાં ભળી જાઉં. સંગઠનનો અર્થ અખાડા એટલોજ હું સમજ્યો છું હું તેમાં નથી પડતો કેમકે હું જાણું છું કે એથી તાત્કાલિક બચાવ થઇ શકવાનો નથી. મુસલમાનના હુમલામાંથી બચવા સારૂ સંગઠન એ ઉપાય નથી એટલુંજ મેં સુચવ્યું છે. તેથી કલેશ વધે છે; ઘટતો નથી.

આપણે કરવું છે શું એ વિચારીએ. મુસલમાનો સ્ત્રીઓનું હરણ કરે છે તેમાંથી બચવું. બધા મુસલમાનો તો કંઇ સ્ત્રીઓનું હરણ નથી કરતા? ધારો કે કેટલાક ધર્મને નામે કરે છે. તેવું હરણ કેટલાક હિન્દુઓ હિન્દુ સ્ત્રીઓનું ક્યાં નથી કરતા? માત્ર તફાવત એ છે કે હિન્દુ હરણ કરનાર કેવળ પોતાની વિષયવાસનાને વશ થઇ કરે છે.

રાજકીય આગેવાન થઇ ધાર્મિક વિષયોમાં મારે માથું ન મારવું એ સિદ્ધાંત હું કબુલ કરી શકતો નથી. આર્યસમાજ વિષે મારે બોલવું પડ્યું, કારણ મને જણાયું કે તેની ઉપયોગિતા જતી રહેવા લાગી છે અને તેની વર્તમાન પ્રવૃત્તિ દેશને ખૂબ હાનિકારક છે.

વેદને વિષે હું એટલું તો જાણું છું કે જેથી મને મારા પૂરતો નિર્ણય કરવાનું મળી રહે. આચાર્ય રામદેવજીએ જે મહાપુરુષોનાં નામ દીધાં છે તેમણે એ મહાન સુધારક (દયાનંદ સરસ્વતી)ને વિષે જે સ્તુતિનાં વચનો વાપર્યાં છે તે ચોક્કસ વચનો હું જાણતો નથી. વળી આચાર્ય રામદેવજીને હું એટલી પણ ખાતરી આપું છું કે મેં 'સત્યાર્થપ્રકાશ'ના બધાએ ઉલ્લાસ વાંચ્યા છે. એક માણસ ઉત્તમમાં ઉત્તમ નીતિનો ઉપદેશ કરતો હોય છતાં તેની દૃષ્ટિ સંકુચિત હોઇ શકે છે એ તેઓ કેમ ભૂલી જાય છે? મારા આર્યસમાજી મિત્રોને હું ખાતરી આપું છું કે જો મેં તેમના ઉપર ટીકા કરી હોય તો તે મારા ઉપર તેમને જેવી ટીકા કરવાનો અધિકાર છે તેવીજ ટીકા કરે, એટલે હવે આપણો હિસાબ ચૂકતે. ભલે તેઓ મને તેમના દેશબન્ધુઓમાં સૌથી અસહિષ્ણુ અને અજ્ઞાન માને, અને મેં જે અભિપ્રાય બતાવ્યો છે તે અભિપ્રાય કાયમ રાખવાની મને છૂટ આપે. (તા૦ ૨૯ મે, તા૦ ૧૫ જુન અને તા૦ ૨૨ જુન ૧૯૨૪ ના "નવજીવન"માંથી ચુંટી કાઢેલાં વાક્યો.)

---

# આર્યસમાજનો એક છુપો ચિતાર, શ્રધ્ધાનંદીયોપર એક આર્યસમાજીષ્ટ પ્રોફેસરે ફેંકેલો બૉમ્બ.

આર્યસમાજના કાંગડીના ગોરૂકુલના હિસ્ટ્રીના પ્રોફેસર દુર્ગાદાસ, ગાંધીજીના આર્ય-સમાજ વિરૂધ્ધ લખાણોને ટેકો આપતા આર્યસમાજની પોળ નીચે પ્રમાણે જાહેર કરે છેઃ— સત્યાર્થ પ્રકાશમાં પંડિત દયાનંદ સરસ્વતિએ જે જે ધર્મોનું ખંડન કીધું છે તેમાં દયાનંદ-જીએ માત્ર એબોજ દેખાડી છે. તેઓનું ખરૂં સ્વરૂપ જરી પણ દેખાડયું નથી.. કેટલેક ઠેકાણે તે ધર્મોના આગેવાનોની મતલબ ઉપરજ દયાનંદજીએ હુમલો કીધો છે એટલુંજ નહી પણ તેઓની શુભેચ્છા (નેક નીયતો) પર પણ હુમલા કીધા છે અને તેઓને ધનલોભી સ્વાર્થી અને દુરાચર્ણી કહયા છે જેમાં અપશબ્દોમાં હિંદુ પંથોને દયાનંદજીએ વગોવ્યા છે શું તે સઘળા પંથો એવાજ ભુંડા છે? હિંદુ ધર્મને દયાનંદજીએ ઘણો સંકડો બનાવી દીધો છે. હિંદુ ધર્મમાં પંથોના મતફેર છતાં તે ધર્મ બધા પંથોને પોતાનામાં સમાવી લીધા છે. પણ આર્યસમાજે હિંદુ ધર્મની આ ખુબીનો નાશ કરી દીધો. આર્યસમાજ બીજા ધર્મોને ધિક્કારે છે. વેદો સિવાય બીજાં આર્ય ધર્મપુસ્તકોને તે બેભરોસા માને છે. સિધ્ધાંત કૌમુદિ અને તુળસીદાસનું રામાયણ જેવાં નહી મળી આવતા અને ફાયદાકારક પુસ્તકોને ને એટલાજ માટે નથી માનતી કે દયાનંદજીએ તેને ભણવાની મનાઇ કીધી છે. આર્યસમાજમાં સહન-શીળતા (બુર્દબારી)ની ઘણીજ ખોટ છે. દયાનંદજી અને આર્યસમાજ વેદોને સત્ય વિદ્યાઓ અને સાયન્સનું મૂળ માને છે પણ ગાંધીજી તેમ માનતા નથી. એ વાત બિલકુલ સાચી છે કે આર્યસમાજે મૂર્તિપૂજાને હઠાવી વેદના શબ્દોની પૂજા શરૂ કરી દીધી છે. શું સમજ્યા વગર વેદોને સત્યવિદ્યાનો ભંડાર માનવો મૂર્તિપૂજા નથી? મૂર્તિ માત્ર પથ્થરનેજ કહેતા નથી, શું સંધ્યા કરતી વખતે વેદ મંત્રોના અર્થ જાણ્યા વગર તેઓને ભણવા બીજી તરેહની મૂર્તિપૂજા નથી? ઘણા ખરા આર્યસમાજીષ્ટો તેના અર્થ જાણતા નથી.

આર્યસમાજીષ્ટો સામાન્ય રીતે ટંટો ફિસાદ કરનારા હોય છે. જ્યારે બીજાઓની સાથે વઢવાનો મોકો મળતો નથી. ત્યારે તેઓ પોતપોતામાં ટંટો ફિસાદ કરે છે આર્ય-સમાજની જુદી જુદી પાર્ટીઓ શું એ વાતની ખુલ્લી દલીલ નથી? જ્યારે (ગાંધીજી જેવા) એક મહાત્મા અમને અમારી એબો દેખાડવા ઉભા થયો છે ત્યારે તેની બધી ખૂબીઓને એક કોરે પડતી મૂકી ગોરૂકુલની એક સભામાં એક પ્રખ્યાત આર્યસમાજ લીડરે તેઓને અભણ અને ગામડિઆ તરીકે લેખાવ્યા હતા.

પ્રાચીન સ્મૃતીઓમાં કોઇ કોઇ ઠેકાણે શુધ્ધિનું વર્ણન છે પણ તે શુધ્ધિ એવી નથી જેવી કે આજકાલ આર્યસમાજીઓએ શરૂ કીધી છે. બેશક આજે જે શુધ્ધિ કરવામાં આવે છે તે જુના હિંદુ ધર્મથી તદન વિરૂધ્ધ છે. મહાત્મા ગાંધીજી તો શુધ્ધિ અને આર્ય ધર્મ પ્રચાર (તબલીગ) બંનેને હિંદ મુસ્લિમ ઐક્યતાને હાનિકારક ગણે છે આર્યસમાજમાં ઘણી કમજોરીઓ છે. અમારો પંથ સંપૂર્ણ નથી. હું પોતે આર્યસમાજીષ્ટ છું પણ મહાત્મા ગાંધીના (આર્યસમાજ માટે) પ્રગટ કીધેલા વિચારો સાથે મળતો છું. (જુઓ દિલ્હીથી પ્રગટ થતું પત્ર "અલઅમાન" તા. ૭ જુલાઇ ૧૯૨૪ પાનું ૪ કોલમ ૧-૨).